## બૃહદ્ ગ્રન્થાવલિ

| | | |
|---|---|---|
| પુ૦ ૧ | એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૧ | ૧—૪—૦ |
| પુ૦ ૨ | એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૨ | ૧—૪—૦ |
| પુ૦ ૩ | મારી જન્મટીપ [પૂર્વાર્ધ] | ૨—૦—૦ |
| પુ૦ ૪ | મારી જન્મટીપ [ઉત્તરાર્ધ] | ૨—૮—૦ |
| પુ૦ ૫ | ઇશ્વરનો ઇનકાર | ૧—૦—૦ |

# ઈશ્વરનો ઇનકાર

લેખક

નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ
'પાટીદાર' મંદિર, આણંદ



પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

સં. ૧૯૯૦ કિં. ૧-૦-૦

"હે લોકો, હું જે કંઇ કહું તે પરંપરાગત છે એમ જાણી ખરું માનશો નહિ. તમારી પૂર્વપરંપરાને અનુસરીને છે એમ જાણીને પણ ખરું માનશો નહિ. આવું હશે એમ ધારી ખરું માનશો નહિ, તર્કસિદ્ધ છે એમ જાણી ખરું માનશો નહિ. લૌકિક ન્યાય છે એમ જાણી ખરું માનશો નહિ. સુંદર લાગે છે માટે ખરું માનશો નહિ. તમારી શ્રદ્ધાને પોષનારું છે એવું જાણીને ખરું માનશો નહિ. હું પ્રસિદ્ધ સાધુ છું, પૂજ્ય છું એવું જાણી ખરું માનશો નહિ. પણ તમારી પોતાની વિવેકબુદ્ધિથી મારો ઉપદેશ ખરો લાગે તો જ તમે તેનો સ્વીકાર કરજો."

બુદ્ધ



"નાસ્તિકતા જેટલે અંશે ગંભીર વિચારનું પરિણામ છે તેટલે અંશે તે ધર્મને હાનિ નહિ પણ લાભ કરે છે, એમ હું સમજું છું. મને તો લાગે છે કે પેગમ્બરો અને નાસ્તિકો એ જ દુનિયાના ઉપકારકોના શિરોમણિ છે. પેગમ્બરો માનવાની અને કરવાની વાતોનો ઉપદેશ કરે છે; અને નાસ્તિકો સ્વીકારવાની પ્રબળ ઇચ્છા છતાં સ્વીકારતાં કેટલા વાંધા આવે છે તે બતાવે છે. જે લોકો સમજ્યા વગર બોલે છે તે તો આસ્તિક હોય કે નાસ્તિક, પણ મને સરખા જ લાગે છે."

કાન્ત

# મંગળાચરણ

જે કોઈ આ પુસ્તક વાંચે તે એમ માનીને ન તરછોડી કાઢે કે લેખકે તો એની જુવાનીના જોરમાં ને તોરમાં આ બધું લખી નાખ્યું છે. ના, મેં મારી જુવાનીના જોરમાં ને તોરમાં આ બધું નથી લખી નાખ્યું; બહુ કાળને અનુભવે અને ચિંતને આ જે લખ્યું છે તે લખ્યું છે.

સ્વામીનારાયણનો સંપ્રદાય પાળતા કુટુંબમાં જન્મેલો હું ૨૫ વર્ષની ઉમરનો થયો, ત્યાં સુધી શ્રદ્ધાધર્મને માનતો રહ્યો. એ ગદ્ધાપચીશીમાં બીજી દિશાએ ઘણી ગદ્ધામસ્તી કરી હશે, પણ ધર્મવિષયમાં તો શ્રદ્ધાજડ જ હતો. ઇ. સ. ૧૮૯૯માં પચીશ વર્ષને વયે શિવાલયમાં ઘીનો દીવો કરી આવ્યા વિના જમતો નહિ. પણ એ વર્ષે વડોદરામાં આર્યસમાજનાં પુસ્તકો વાંચવા પામ્યો ને મારા શાન્ત ધર્મવિચારમાં સળવળાટ થયો. ૧૯૦૦માં આર્યસમાજમાં મેં દીક્ષા લીધી, પણ વેદને ઈશ્વરપ્રણીત કદાપિ ન માની શક્યો. એ સમાજના ધર્મવિચારથી સંતોષ ન જ થયો. ૧૯૦૨–૫ સુધી વડોદરા કૉલેજમાં હું લાઇબ્રેરીઅન હતો, ત્યારે વાંચવાને પુષ્કળ પુસ્તક અને અવકાશ પામ્યો. તે વારે વિજ્ઞાનનો અને અનેક ધર્મનાં દર્શનશાસ્ત્રનો કંઇક અભ્યાસ કરી શક્યો. ધીરે ધીરે નિરીશ્વર વિચાર સ્વીકારતો થયો.

અને અંતે તો છેક જ નિરીશ્વર બની રહ્યો. આ સદીના પહેલા દશકામાં નિરીશ્વર વિચારો વિષે ખૂબ હૃદયમંથન થયું, અંતે હું દૃઢ નિરીશ્વર બન્યો. થોડા જ સમય ઉપર અવસાન પામેલા જૈન દાર્શનિક ભાઇ વાડીલાલ મોતીલાલ શાહ તે કાળે 'જૈનસમાચાર' નામે સાપ્તાહિક પત્ર પ્રસિદ્ધ કરતા. એમણે "જુદા જુદા ધર્મપંથોના (પરંતુ વિચારશીલ) લેખકોને હાથે લખાએલા લેખો તથા બીલકુલ ધર્મને જ નહિ માનનારા (પણ પ્રામાણિક) લેખકોને હાથે લખાએલા લેખો અજવાળામાં લાવવા" એ જ હેતુએ 'સુવિચારમાળા' પ્રકટ કરવા માંડી. નિરીશ્વર ધર્મ વિષે એક લેખ તેમણે એ 'સુવિચારમાળા' માટે મારી પાસે માગ્યો. સં. ૧૯૬૬માં (સ. ૧૯૧૦) કૃષ્ણજયંતીને દિવસે મેં એ લખી આપ્યો ને તેમણે એ માળાના ત્રીજા મણકારૂપે 'કયા ઈશ્વરે આ વિશ્વ રચ્યું?' એ નામે ઈ. સ. ૧૯૧૧માં પ્રકટ કર્યો.

મારી 'વનસ્પતિની દવાઓ' સરકારને પથ્ય ન પડ્યાથી એ જ વર્ષમાં વડોદરા સરકારની નોકરીમાંથી મને મુક્તિ મળી. એ આખો બીજો સૈકો દેશાટનમાં ને ભ્રમણમાં ગયો. ૧૯૧૨માં મુંબઇની જેલમાં એ જ ભાઇ વાડીલાલ સાથે સહવાસ થયો અને ત્યાં પણ રોજ રોજ એ વિચારો વિષે ખૂબ ચર્ચા કરી. ત્યાર પછી તો એ જ વર્ષમાં પોંડિચેરી, ૧૯૧૩માં બ્રિટિશ પૂર્વ આફ્રિકા, અને એ જ વર્ષમાં જર્મન પૂર્વ આફ્રિકા જવાનું થયું. ત્યાં જ હતો એવે સમે ૧૯૧૪માં સંસાર-વ્યાપી મહાવિગ્રહ સળગ્યો. ત્યાં પણ એ વિગ્રહના તણખા ઊડતા હતા. યુદ્ધોને હત્યાકાણ્ડે અને ટૉલ્સ્ટોયને એક પુસ્તકે મારું ધ્યાન અહિંસાધર્મ તરફ દોર્યું. ત્યાર પછી તો ૧૯૧૬માં પાછો ઉગાણ્ડા ગયો ને ૧૯૨૦માં પાછો દેશ આવ્યો, પણ વિગ્રહનો એ બધો કાળ અહિંસાધર્મ વિષે મનન કરવામાં ગયો. બીજો દશકો એમ વીત્યો.

એ જ વર્ષમાં શાન્તિનિકેતનમાં જઇ રહ્યો. ત્યાં ત્રણ વર્ષ રહી

૧૯૨૩માં પાછો અહીં આવ્યો. એ જ વર્ષને અંતભાગે,-સં. ૧૯૮૦ના કાર્તકથી 'પાટીદાર' માસિક શરૂ કર્યું. ૧૯૩૦ સુધીનો ત્રીજો દશકો સરળતાએ ચાલ્યો ગયો, વિચારમંથન કરવાનો સુંદર સમય મળ્યો. નિરીશ્વર ધર્મમાં અહિંસાધર્મને અને બીજા અનેક સમાજધર્મને ખૂબ મહત્ત્વનાં સ્થાન છે, એમ જોઇ શકયો. એ ધર્મ જ સાચો સમાજધર્મ છે એમ પણ જોઇ શકયો. એ ધર્મ વિષેના મારા વિચાર એ દશકામાં ખૂબ પરિપક્વ થયા.

અને ૧૯૩૦માં તો અહિંસાત્મક સ્નેહસંગ્રામ જાગ્યો. જેલમાં જવાનું ભાગ્ય પ્રાપ્ત થયું. મરડાનો રોગ થયાથી લગભગ બધો વખત, છએક માસ, યરોડા જેલના દવાખાનામાં રહેવાનો ને એકાન્તમાં ખૂબ વિચાર કરવાનો પણ પ્રસંગ મળ્યો. એ એકાન્તસેવને પણ નિરીશ્વર ધર્મ વિષેના વિચાર દઢ કર્યા. ગયે વર્ષ, સ. ૧૯૩૨માં પણ યરોડા જેલમાં જવાનું મળ્યું. પણ આ વખતે સ્થિતિ જુદી જ હતી: ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ, સાબરમતી સત્યાગ્રહઆશ્રમના અધિવાસીઓ, યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો અને અંડરગ્રેજ્યુએટો, સમાજ-નેતાઓ અને સામ્યવાદીઓ, વગેરે સોએક શિક્ષિત યુવકો સાથે એક જ તંબુમાં રહેવાનો તથા એમની અને બીજા તંબુઓના એવા જ યુવકોની સાથે વાતો કરવાનો શુભપ્રસંગ સાંપડ્યો. એ ચિરસ્મરણીય વિદ્યાપીઠમાં આઠેક માસ સુધી આ ધર્મ વિષે ખૂબ ચર્ચાઓ થઇ. મારા વિચારો વધારે દઢ ને ગંભીર બન્યા. અનેક યુવકોએ આ વિચારો પુસ્તક રૂપે પ્રકટ કરવાની પણ મને સૂચના કરી. અને આ પુસ્તક તેનું જ પરિણામ છે.

મેં પૂર્વજીવનમાં બહુ વાંચ્યું, વિચાર્યા કરતાંયે બહુ વાંચ્યું. પછી વાંચવું છોડ્યું, વિચારવું શરૂ કર્યું. બહુ વર્ષોથી હવે તો વાંચવું ઘટે છે કે પડે છે, તે જ વાંચું છું. મારા અવકાશમાં તો મોટે ભાગે વિચારું છું, મનન કરું છું, મંથન કરું છું. આમ ૩૩ વર્ષના ગંભીર મનનને અને મંથનને પરિણામે, મારી ઉમરનાં ૫૯ વર્ષ પૂરાં કરી

૬૦મા વર્ષમાં પ્રવેશ કર્યા પછી નિરીશ્વર ધર્મના મારા વિચારો આજે પુસ્તક રૂપે વિચારક સમાજની સમક્ષ મૂકું છું; એટલે કોઇ એમ ના માને કે એની જુવાનીના જોરમાં ને તોરમાં આ બધું લખી નાખ્યું છે. ના, મેં મારી જુવાનીના જોરમાં ને તોરમાં આ બધું નથી લખી નાખ્યું; બહુ કાળને અનુભવે, ચિંતને, મનને અને મંથને આ જે લખ્યું છે તે લખ્યું છે.

વૃદ્ધસમાજ સમક્ષ આ પુસ્તક મૂકતાં સંકોચ થાય, નિરાશા પણ થાય. પણ યુવકસમાજ સમક્ષ તો નિઃસંકોચ ભારે આશાથી મૂકી શકું. જગત હવે તો યુવકોનું છે. એમને પણ ક્ષણભર લાગશે કે 'બુદ્ધિ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને.' પણ મારે તો યુવકોની બુદ્ધિને હચમચાવી મૂકવી છે, વિચાર કરતી કરી મૂકવી છે; પછી હૈયું તો એની મેળે ઘસડાતું આવશે. ત્યારે યુવકો, વાંચો ને વિચારો. જગતના શ્રદ્ધાધર્મોને વાળીઝૂડીને એકવાર તો સાફ કરી મૂકો, નિરીશ્વર કરી મૂકો. પછી તેમાંથી જે વિકાસ થાય તે ખરો.

આ પુસ્તકના સર્વ વિચારો સાથે સર્વ કોઇ સર્વાંશે સહમત થાય, એમ માની શકું નહિ જ. એટલું જ માની શકું કે થોડાક સર્વાંશે અને અનેક કંઇક અંશે સહમત થાય. સહમત ના થાય તે સૌ ભૂલે છે, એમ પણ માની શકું નહિ; પણ માનું છું તે સર્વ સમક્ષ મૂકું છું. સૌ શાન્તિથી વાંચે, ગંભીરતાથી વિચારે અને વિવેચન કરે, એ જ આશાએ સમાજ સમક્ષ મૂકું છું. મારી ભૂલ મને જણાશે ત્યાં સ્વીકારી લેઇશ. બાકી ગાળ દેનારને તો ઉત્તર જ નથી; પણ એ સૌ જાણે જે કોઇને ચીડવવા આ મેં લખ્યું નથી. છતાં યે જો કોઇને આ પુસ્તક તુચ્છ લાગે તો તરછોડી કાઢે, ફેંકી દે કે જોઇએ તો બાળી નાખે.

*

એક વાત જણાવી લેઉં ? આ પુસ્તકમાં આપેલા નિરીશ્વર ધર્મના અનેક વિચારો એક કે બીજે સ્વરૂપે જગતનો પોણો અબજ કરતાંય વધારે લોકસમાજ માને છે. સેશ્વર ધર્મને માનનાર કરતાં નિરીશ્વર ધર્મને માનનાર લોક વધારે છે, તેથીજ આ ધર્મ સાચો છે એમ કહેવાનો મારો દાવો નથી. મારા વિચારને માનનાર બીજું કોઇ ના હોય, હું એકલોજ હોઉં, તોય શું? મને જે સત્ય લાગે તે પ્રકટ કરું ને તેજ દષ્ટિએ લોકસમાજ સમક્ષ આજે પ્રકટ કરું છું.

આધુનિક વિચારકોનાં શબ્દપ્રમાણ મેં આ પુસ્તકમાં નથી મૂક્યાં; કારણકે તેમના પ્રમાણથી નહિ, પણ શુદ્ધ તર્કથીજ મારે જે કહેવાનું તે કહેવું મને ઠીક લાગ્યું છે. બેશક પ્રાચીન સંસ્કૃત પ્રમાણો કોઇ કોઇ સ્થળે એટલા માટે મૂક્યાં છે કે પ્રાચીન કાળે પણ આવા વિચાર કોઇ ને કોઇ સ્વરૂપે પ્રાચીન વિચારકોને આવેલા. યુરોપિયનોને તો છેક આજેજ આવે છે.

આ પુસ્તકમાં કોઇ કોઇ સ્થળે વિચારોની પુનરુક્તિ થઇ છે એ જાણું છું, પણ તે તો વિષયને દૃઢ કરવાને જાણી જોઇને કરી છે.

આસો સુદિ ૩, ૧૯૮૯ : નરસિંહભાઇ પટેલ
મારી ૬૦મી જન્મતિથિ 'પાટીદાર'મંદિર, આણંદ

## સમાવેશ

# અધ્યાય ૧

## જાત્રાધામે સૂર્યોદય

પ્રૌઢ ગિરનાર પર્વતનાં શિખર અરુણોદયના પ્રકાશથી ભવ્ય સ્વરૂપ ધારણ કરવા લાગ્યાં, તેવે સમયે હું તેમાંના એક શિખર ઉપરની મારી મઢુલીમાંથી જાગીને બહાર નીકળ્યો. હજી બાળકો પોતાની માતા સાથે નિદ્રાસમાધિમાં આનંદ અનુભવતાં હતાં. બહાર નીકળીને જોયું તો જગત અનુપમ શોભા ધારણ કરવા લાગી ગયું હતું. પશ્ચિમમાં પ્રાચીન રા'ખેંગારનું જુનાગઢ નગર સળવળી જાગતું હતું. તેના દીવા એકેએક બુઝાતા હતા, ને તેને બદલે પૂર્વમાં ઊગતો સૂર્ય ઝળહળતો પ્રકાશ પૂર્યે જતો હતો. નીચે ખીણમાં એક બે દીવા હતા, તે પણ બુઝાયા. ધીરે ધીરે પ્રકાશ વધ્યો ને મારી દૃષ્ટિમર્યાદાને પણ સાથે સાથે વધારતો ગયો. જુનાગઢની પેલી પાર રેલવેના પાટા દેખાવા લાગ્યા ને તે સૂર્યના પ્રકાશમાં તેની પ્રકાશરેખાની પેઠે અનન્ત સુધી લંબાતા દેખાયા. સામે વનથળી ગામ હાલતું જણાયું. વૃક્ષો, તળાવો, ગિરિશિખરો અને પ્રકૃતિની બીજી અનેક સામગ્રીઓ જગતને શોભા આપવા લાગી, મનને આનંદ આપવા લાગી. મહાત્માનાં ચરિતોની સુંદરતા કંઈક કાળ વીત્યે બરાબર નિહાળી શકાય છે – દૂરથી જ બરાબર રીતે નિહાળી શકાય છે; આ સામગ્રીઓ પણ દૂરથી જ બરાબર શોભા આપે છે!

ચારે બાજુ ઋષિમુનિઓના આશ્રમો અને દેવાલયો દૃષ્ટિપટમા જડાઈ જાય છે. આ એક બાજુ નીચે ભૈરવજપનું શિખર દેખાય છે. શિખર દેખાતાં તેણે અનેક ભોગો લીધેલા, તે એકેએક સાંભરી આવે છે. મોક્ષ પ્રાપ્ત કરવાને સંસારસાગરના દુઃખમાં સપડાએલા અનેક ભીરુજનો તે શિખર ઉપર ચઢીને પેલી બાજુએ નીચે ભુસ્કો મારતા અને ૨૦૦૦ ફીટ નીચે પડી આ નાશવંત દેહનો સત્વર નાશ કરતા, એમ કરીને આ સંસારસાગરના દુઃખમાંથી મોક્ષ પામતા! ખરે, માનવીના મનમાં શું શું ભર્યું છે!

પૂર્વ બાજુનાં શિખરો સૂર્યના પ્રચણ્ડ થતા પ્રકાશમાં હવે ઝાંખાં થવા લાગ્યાં, સૂર્યપ્રકાશથી આંખો અંજાઇ જતી હતી—એકદમ જ્ઞાનપ્રકાશમાં આન્તર ચક્ષુ વ્યાકુળ બની જાય છે તેમ.



## અધ્યાય ૨

### જગતની યોજના

**વિશ્વની** આ અનુપમ શોભા નિહાળતો હું ઘણીક વાર ત્યાં ઊભો રહ્યો. વિચારમાં ને વિચારમાં પાસે પડેલી એક મોટી શિલા ઉપર બેઠો. અકસ્માત્ પ્રશ્ન ઊઠ્યો કે આ સર્વ શોભા શું નિરર્થક છે? અથવા તો મારે જ માટે–માનવીને જ માટે–પ્રભુએ રચી હશે? આ વિશ્વ યોજનાપૂર્વક રચાયું છે એમ પ્રતિપાદન કરનાર સંયોજનશાસ્ત્રના (Teleologyના) સિદ્ધાન્ત શું સાચા હશે? અને ત્યારે શું એમ યોજનાપૂર્વક વિશ્વ રચનાર કોઇ ઈશ્વર હશે?

શું આ પ્રશ્ન ગહન નથી?

એક ઉપર એક એવા અનેક પ્રશ્ન ત્વરિત વેગે મારા મગજમાં ઊપજ્યા. બીજી જ ક્ષણે વિચાર આવ્યો કે આ જે શિલા ઉપર હું બેઠો છું, તે શિલા મારા આસન માટે યોજનાપૂર્વક ઈશ્વરે કે માનવીએ મૂકેલી અથવા કોઇ કારણથી ગિરિશિખરેથી ગબડી પડેલી ને તેનો મેં બેસવામાં ઉપયોગ કરી લીધો? ઈશ્વરે માનવીને માટે જગત રચેલું કે રચાએલા જગતનો માનવીએ ઉપયોગ કરી લીધો? અને માનવીને જ

માટે કેમ? માનવીને માટે યોજનાપૂર્વક જગત રચવાની પ્રભુને જરૂર પડે એટલો બધો માનવી મહત્તાવાળો છે શું? અને ત્યારે માનવીને પોતાને કોના ઉપયોગ માટે એ ઈશ્વરે રચ્યો? માનવી એ જ આ વિશ્વમાં કોણ છે? એમાં એનું સ્થાન શું?

વિચારો વિસ્તર્યા. માનવી કોણ છે એ પ્રશ્ને વિશ્વની અનન્તતા તરફ લક્ષ દોર્યું. અહા ગિરનાર ગિરિગુરુ! આ જે ધરતી ઊંચી નીચી દૂર દૂર સુધી દેખાય છે તે ધરતીસમસ્તનો વિચાર લેતાં ગિરનાર તો કંઇ જ નથી, નારંગી ઉપર દેખાતા કણ સમાન પૃથ્વી ઉપર એક ખૂણે એ ક્યાં ય પડી રહ્યો છે! અને આ પૃથ્વી સૂર્યના અનેક ગ્રહોમાંનો નાનો ગ્રહ જ છે. વળી સૂર્યમાળાના નાનામોટા બધા ય ગ્રહ એકઠા કર્યા હોય, તોપણ એમનો બનેલો એ પિંડ સૂર્યપિંડના હિસાબમાં કંઇ જ નથી. ગગનમંડળમાં એવા સૂર્યો તો અપાર છે, અને માનવીની તો દૃષ્ટિયે પહોંચતી નથી એટલા વિસ્તારમાં પોતપોતાની ગ્રહમાળાઓ લેઇને ભ્રમણ કરી રહ્યા છે. હજી કેટલાય તારા તો એવા છે કે પ્રકાશની આટલી ઉતાવળી ગતિ હોવાં છતાં તેમનો પ્રકાશ હજી, લાખો વર્ષ વીતી ગયા છતાં હજી, આપણી પૃથ્વીને દર્શન નથી આપી શક્યો! માણસ જ્યારે અજ્ઞાન હતો, ત્યારે તો માનતો કે સૂર્ય અને સમસ્ત વિશ્વ પોતાની આ પૃથ્વીને મધ્યે રાખી તેની આસપાસ ફરે છે, અને એ પૃથ્વીમાંયે માણસ સૌથી મહત્ત્વનો છે. વિશ્વના મધ્યબિંદુ રૂપે એ પોતાને માનતો, બેઠો બેઠો ગગનમંડળનું માપ કાઢતો, નવલખ તારાની ગણના ગણતો. પણ જેમ જેમ જ્ઞાનપ્રકાશે તેની દૃષ્ટિમર્યાદા વિસ્તારી, માનવી જેમ જેમ જ્ઞાનસમુદ્રમાં ડૂબકી મારી ઊંડે ઊતરતો ગયો તેમ તેમ તેને સમજાયું કે અહા! સમુદ્ર બહુ ગહન છે, તળિયું હાથ લાગે એમ નથી. ખરે જ, જે એમ માને છે કે હું બધું ય જાણું છું, તે પ્રમાણમાં કંઇ જ જાણતો નથી; જે એમ માને છે કે હું કંઈ જ જાણતો નથી, તે પ્રમાણમાં બહુ જાણે છે.

આમ દિનપ્રતિદિન ગગનમંડળનો વિસ્તાર આપણને ગહન થતો જણાય છે, તેનો પાર પામી શકવો આજે અશક્ય છે, કદી યે શક્ય નથી. પરિમિત શક્તિવાળા માનવીનું જ્ઞાન સદા પરિમિત જ રહેવાનું. સર્વજ્ઞ હોવાનો કે થવાનો દાવો કરનાર માનવીનું અભિમાન મિથ્યા છે.

આ અપાર ગગનમંડળની અને તેના અનંત વિસ્તારમાં નિરંતર રખડતી વિભૂતિઓની તુલનામાં આ પૃથ્વીના પિંડનું તે પ્રમાણ કેટલું? છાપરાના કાણામાંથી સૂર્યના પ્રકાશનું ઘરમાં જે હેરિયું (helio=સૂર્ય) પડે છે, તેમાં નાનામોટા કણ નિરંતર ભ્રમણ કર્યા કરે છે, એમાંના એકાદા નાના કણ જેટલું ય ખરું? અને એ પૃથ્વીકણ ઉપર આવેલા આ નાના એક ગિરનારકણ ઉપર બેશી વિચાર કરનાર આ માનવીનો એ સમસ્ત વિશ્વમાં કેટલો હિસાબ? ત્યારે માનવી સમસ્ત વિશ્વમાં મધ્યબિંદુએ કેમ હોઇ શકે? અનન્ત આકાશના તારા માણસના કયા ઉપયોગ માટે ઈશ્વરે યોજ્યા છે? ત્યારે એવડો મોટો હું કોણ કે મારે બેસવા ઈશ્વર યોજનાપૂર્વક અહીં શિલા નાખે? અને ત્યારે તો એમ પણ કહી શકાય કે જૂના જમાનાના મહેતાજી વિદ્યાર્થીને સજા કરતી વખતે આમળી શકે એટલા માટે, આજના નવા જમાનાનો યુવક ચશ્માં ચઢાવી શકે એટલા માટે, તેમજ લઘુશંકા કે શૌચ કરતી વખતે બ્રાહ્મણ જનોઇ ચઢાવી શકે એટલા માટે ઈશ્વરે યોજનાપૂર્વક કાન બનાવ્યા છે!

ત્યારે વિશ્વસૌન્દર્ય અને આ સમસ્ત વિશ્વ પ્રભુએ મારે માટે રચ્યું કે રચાએલા વિશ્વનો હું ઉપયોગ કરી લેઉં છું?

શું આ પ્રશ્ન ગહન નથી?

વર્ષાઋતુમાં ગર્જના કરીને મેઘ તૂટી પડે છે, તેના પાણીથી આપણે બીજ વાવીએ છીએ; અનાજ થાય છે, તે ખાઇ આપણે

જીવીએ છીએ. પેટ ભરાયે પ્રભુનો ઉપકાર માનીએ છીએ કે તેણે વરસાદ નહિ મોકલ્યો હોત તો આપણે દુષ્કાળથી પીડાઇ મરી જાત. પ્રભુજ આપણે માટે વરસાદ મોકલે છે કે પ્રકૃતિના નિયમથી વરસાદ પડે છે અને તેનો આપણે ઉપયોગ કરી લેઇએ છીએ? પ્રભુજ વરસાદ મોકલતો હોય તો તે અનિયમિત કેમ પડે છે? અનેક વાર દુષ્કાળ કેમ પડે છે? વરસાદ આપણે માટેજ વરસતો હોય તો સમુદ્રમાં, માર્ગમાં કે વાડમાં કેમ વરસે છે? ખેતરમાંજ કેમ નહિ?

શું આ પ્રશ્ન ગહન નથી?

રાજકુટુમ્બનું કોઈ માનવી મરણપથારીએ સૂએ છે, ત્યારે આપણે હિંદુઓ મંદિરમાં, મુસલમાનો મસ્જિદમાં, ખ્રિસ્તીઓ ચર્ચમાં જઇ પ્રાર્થના કરીએ છીએ, કે "હે પરમકૃપાળુ, સર્વશક્તિમાન ભગવન્, અમારી નમ્ર પ્રાર્થનાઓ સાંભળ અને એ અમારા પ્રિયજનને મૃત્યુમુખમાં પડતાં બચાવ!" પ્રિયજન મૃત્યુપથારીમાંથી ઊઠે છે ત્યારે તે પરમકૃપાળુ સર્વશક્તિમાન ભગવાનનો ઉપકાર માનીએ છીએ કે તેણે આપણી પ્રાર્થનાઓ સાંભળી નહિ હોત, તો આપણો એ પ્રિયજન મૃત્યુની પાંખમાં ઝડપાઇ જાત અને તેના વિના આપણે દુઃખસાગરમાં ડૂબી મરત! પ્રભુએ આપણી પ્રાર્થનાઓ સાંભળી માટે એ પ્રિયજન બચ્યો, કે તેના શરીરમાં પ્રકૃતિના નિયમથી અનુકૂળ ફેરફાર થયો માટે? રાણી વિક્ટોરિયા માટે સમસ્ત બ્રિટિશ સામ્રાજ્યની પ્રજાએ ઓછી પ્રાર્થનાઓ કરેલી? અને છતાં તે કેમ નહિ બચેલાં?

શું આ પ્રશ્ન ગહન નથી?



# અધ્યાય ૩

## ઈશ્વરની યોજના અને તેનો વિકાસ

ત્યારે તેની સામે પણ તેટલો જ બળવાન પ્રશ્ન છે કે જો આ વિશ્વ યોજનાપૂર્વક રચાયું ના હોય અને તેનો રચનાર ઈશ્વર જ ના હોય, તો આજ સુધી લોકો કેમ માનતા આવ્યા હશે? હજી યે જગતના મહાપુરુષો પણ કેમ માનતા હશે? શું તેમને તે વિષે પ્રતીતિ નહિ થઈ હોય?

આ પ્રશ્ન પણ તેટલો જ ગહન છે, પણ આ પ્રશ્નને ઉકેલવા માટે જરા ઊંડે ઊતરવું જોઈશે; પ્રાચીન અને એથી યે પ્રાચીન ઇતિહાસો ખોદી કાઢવા જોઈશે. મનુષ્ય પોતાની પ્રથમ અવસ્થામાં —જ્યારે તે છેક જંગલી હતો, વનમાં વશી વનફૂલ ને વનફળ ખાઈને જીવતો ત્યારે—ઈશ્વરને માનતો કે? આજે લોકો માને છે તેવા ઈશ્વરને માનતો કે? બુદ્ધિ- અને યોજના-પૂર્વક વિશ્વ રચે છે, તેનું યન્ત્ર ચલાવે છે, તેનો વ્યવહાર ચલાવે છે અને અંતે તેનો નાશ કરે છે એવા ઈશ્વરને તે માનતો કે? આપણે માટે વરસાદ વરસાવે છે અને આપણી પ્રાર્થનાઓ સાંભળે છે એવા ઈશ્વરને પ્રથમ અવસ્થાનો એ માનવી માનતો કે?

સ્વામી વિવેકાનંદ કહે છે કે :એ માનવી એવું કંઇ જ માનતો નહિ. ઇશ્વરને લોક કેવી રીતે માનતા થયા, તેના ઉપર અને તેના વિકાસક્રમ ઉપર એમણે એક વ્યાખ્યાન આપેલું. ગ્રેણ્ટ એલન (Grant Allen) કહે છે કે આદિમાનવને ઇશ્વર સંબંધે કશા ય ખ્યાલ ન હતા; અને 'ઇશ્વરભાવનાનો વિકાસ (Evolution of the Idea of God)' એ વિષય ઉપર તો એણે આખું એક પુસ્તક લખ્યું છે. એ પુસ્તકનો અભ્યાસ કરીએ તો જાણીએ, જે આદિ-મનુષ્યને ઇશ્વર સંબંધે કશા ય ખ્યાલ ન હતા. હજી પણ એવા લોક છે ખરા. લંકામાં 'વેધ' નામે જાતિના લોક વસે છે, એ લોકને હજી ઇશ્વર સંબંધે કશા ય ખ્યાલ નથી, એમ અર્નસ્ટ હેકલ (Earnst Haeckel) કહે છે. એ જર્મન પંડિતે 'વિશ્વનો કોયડો (Rätsel der Welt)' ઉકેલવા આખું એક પુસ્તક જર્મન ભાષામાં લખ્યું છે. The Riddle of the Universe નામે અંગ્રેજી ભાષામાં એ જર્મન પુસ્તકનું ભાષાન્તર થયું છે. એ વાંચીએ તો આપણે જાણીએ, જે આદિમનુષ્યને ઇશ્વર સંબંધે કશા ય ખ્યાલ નહોતા અને જેમ જેમ તે સુધરતો ચાલ્યો, જેમ જેમ તે પોતાની બુદ્ધિ ચલાવતો ચાલ્યો તેમ તેમ તે કોઈ અદ્ભુત અને પ્રકૃતિપર શક્તિ કલ્પતો ચાલ્યો, અને અંતે આજના જેવી ઇશ્વરવિભૂતિ માનતો થયો. આજના ઘણાખરા વિજ્ઞાનપંડિતો આમ જ માને છે.

ત્યારે માનવી એવી અદ્ભુત અને પ્રકૃતિપર શક્તિ કલ્પતો કેવી રીતે થયો અને અંતે આજે લોકો માને છે એવી ઇશ્વરવિભૂતિ માનતો કેવી રીતે થયો એનો ઇતિહાસ આપણે સંક્ષેપમાં જોઇ જઇએ.

ઇતર પ્રાણીમાંથી વિકાસ પામીને માણસ આજનું સ્વરૂપ કેમ પામ્યો, તે જરા પછીથી જોઇશું. અત્યારે તો એમ માનીને ચાલીશું કે માનવી અતિપ્રાચીન કાળમાં છેક જંગલી હતો, તે વનમાં વસીને

વનફૂલ તથા વનફળ ખાઈ જીવતો. અગ્નિથી અન્ન રાંધીને ખાવાની બુદ્ધિ પણ તેનામાં આવી ન હતી. વાનરની અને તેની બુદ્ધિમાં ઝાઝો ફેર ન હતો—આજે પણ એવી કેટલીક વનવાસી માનવજાતિઓ છે. વરસાદને સમે વાદળાંમાં ચમકતી વીજળી ને ભયંકર કાટકા થતાં તે ચમકતો ને કંપતો. આથી તેણે આકાશની કોઈ પ્રચંડ સત્તાની કલ્પના કરી. સત્તાધીશ માનવીને પગે લાગતાં તેની સત્તાનો કોપ નરમ પડે છે, એમ આકાશની સત્તાનો કોપ નરમ પાડવા—તેની વીજળીનો ને કાટકાનો કોપ નરમ પાડવા, મૃત્યુમુખમાંથી બચવા—એણે આકાશની સત્તાને પગે પડવા માંડ્યું, તેની પ્રાર્થના કરવા માંડી. યાહુદી પુરાણનો—જૂના બાઈબલનો આકાશમાં વસનારો દેવ પણ આવો ક્રૂર અને વૈરવૃત્તિવાળો કલ્પાયો છે અને યાહુદીઓને નિરંતર એ દેવની પ્રાર્થના કરવી પડતી. આપણાં ઉપનિષદોએ પણ બ્રહ્મને भयानाम् भयं भीषणं भीषणानाम् કલ્પ્યું છે. ધીરે ધીરે ને ક્રમે ક્રમે એ પ્રાચીન માનવી નદીમાં, પર્વતમાં, ઝાડમાં, પશુમાં, પત્થરમાં અને એવા કેટલાય સજીવ નિર્જીવ પદાર્થોમાં એવી સત્તા માનતો થયો; સૂર્ય, ચન્દ્ર, તારા અને એવા અનેક આકાશવાસી પદાર્થોમાં પણ દેવત્વ અર્પતો થયો. તેમના કોપમાંથી બચી જવા કે તેમની પાસેથી ઇષ્ટ ફળ મેળવવા તે તેમની પ્રાર્થના કરતો થયો, તેમની પૂજા કરતો થયો, બાધા આખડી રાખતાં શીખ્યો, તેમને બલિદાન દેતાં શીખ્યો, આકાશમાં સૂર્ય- કે ચન્દ્ર-ગ્રહણ થતાં તેનાં અનિષ્ટ ફળમાંથી બચવા બલિદાન ને પછી ધર્મદાન દેતાં શીખ્યો. આમ તે દેવપૂજા—ખરી રીતે તો ભ્રમપૂજા—કરતો ચાલ્યો અને એ પૂજાનો ધીરે ધીરે વિકાસ થતો ચાલ્યો. આજે પણ એવી વહેમી પૂજાનો પાર નથી. હિંદુ ધર્મમાં આજે પણ નાગપંચમી ને વટસાવિત્રી જેવાં પર્વ અને તેની પૂજા છે.

ઊંઘતા માણસનું શરીર શબ પેઠે એક ઠેકાણે પડ્યું રહે છે, છતાં

દિવસની ભ્રમણાને લીધે સ્વપ્નમાં તે પોતાને દિવસનાં કામકાજમાં દેખે છે. એ આદિમાનવ પણ પોતે જાણે નદીપર્વતમાં રખડતો હોય કે શિકાર ખેલતો હોય એમ સ્વપ્નમાં દેખે. આથી એણે કલ્પી લીધું જે આ જડ શરીરમાંથી નીકળી દૂર ભ્રમણ કરી શકે એવો મારામાં જીવ છે, તેમ ઝાડ નદી પર્વત જેવી પ્રકૃતિની જડ વિભૂતિઓમાં પણ જીવ છે અને તે દૂર દૂર સુધી ભ્રમણ કરી શકે છે; વળી કલ્પી લીધું કે માણસના મુઆ પછી પણ તેનો આત્મા ત્યાં ભ્રમણ કરે છે. આમ તેણે પોતાની કલ્પનામાં દેવદેવીઓને જન્મ આપ્યો, વિશ્વના જુદા જુદા પદાર્થોમાં તેનાં અધિષ્ઠાતા દેવદેવીઓને જન્મ આપ્યો, તેમ જ વળી ભૂતપ્રેતને પણ જન્મ આપ્યો. પરિણામે તેણે દેવદેવીઓની ને ભૂત-પ્રેતની પૂજા કરવા માંડી, પિતૃપૂજા કરવા માંડી, શ્રાદ્ધતર્પણ પણ કરવા માંડ્યાં. માથે બળતી સગડી મૂકીને બળિયાકાકાની ઓળગો આજે પણ અનેક હિંદુ સ્ત્રીઓ ક્યાં નથી કરતી?

પણ માનવીને જેમ જેમ અનુભવ મળતો ગયો, જેમ જેમ તેની બુદ્ધિ વિશાળ થતી ગઈ, તેમ તેમ તે પોતાના ભ્રમ (વહેમ) જોતો ગયો, ટાળતો ગયો. અથવા વારંવાર પોતાની ભૂલો સુધર્યાની કલ્પના કરતો ગયો, કલ્પના સુધારતો ગયો કે સુધરેલી કલ્પના કરતો ગયો. પરિણામે જૂના વહેમ ટાળીને નવા ઘડતો ગયો. એનાં જૂનાં ભૂત-વળગાડ બાકળા લેઈને ચાલતાં થયાં, ત્યારે નવાં વળગતાં થયાં! સુધરેલા બુદ્ધિવાન માનવીએ પ્રાચીન દેવદેવીઓને અને ભૂતપ્રેતને ગરદન પકડીને હાંકી મૂક્યાં, કેટલાંયને દાટી દીધાં; પણ તેને સ્થાને તેની કબર ઉપર સુંદર દેખાતાં આસન પાથરી તે ઉપર પોતાને ગમતાં દેવદેવીને નોતરી બેસાડ્યાં. બુદ્ધિને પ્રતિકૂળ લાગતાં દેવદેવીને પાછો એ આસનોએથી ઉઠાડતો ગયો. બાકી રહેલાંને એકબીજાથી ઊંચેનીચે ક્રમે બેસાડતો ગયો. પોતાના ઈષ્ટતમ દેવને સૌથી મહાદેવને સ્થાને સ્થાપ્યો ને તેને ઈશ્વર કહ્યો, પોતાની કલ્પનાની સર્વ

પરિપૂર્ણતાનાં વસ્ત્રાલંકારોએ તેને શણગાર્યો. કાઢી મૂકેલાં સર્વે દેવદેવીઓનાં અને ભૂતપ્રેતનાં જ્ઞાન, સત્તા, દયા, ન્યાય, વગેરે ઈષ્ટ વસ્ત્રાલંકાર ઉતારી લેઇ, તેને પોતાની કલ્પનાએ પરિપૂર્ણ બનાવી, તે વડે આ નવા દેવાધિદેવને શણગાર્યો! પેલી દેવદેવીઓનાં અને ભૂતપ્રેતનાં ક્રોધ, ઇર્ષ્યા, વૈર વગેરે અનિષ્ટ વસ્ત્રાલંકાર ઉતારીને બાળી નાખતાં એ પ્રાચીન માનવીનો જીવ ન ચાલ્યો, ત્યારે સેતાન માર માયા વગેરેની કલ્પનામૂર્તિ ઘડી તેમને પહેરાવ્યાં.

સ્વામી વિવેકાનંદે સાચું જ કહ્યું છે કે કૂતરાને જો ઈશ્વર વિષે કલ્પના કરવાની શક્તિ હોત, તો પોતાના ઈશ્વરને એ જરૂર ડાઘિયા કૂતરાનું રૂપ આપત. માનવી જ્યાં ઈશ્વરને સર્વ રીતે પરિપૂર્ણ કલ્પે, ત્યાં તેને પરિપૂર્ણ માનવી જેવો જ કલ્પે. તેની કલ્પનામાંથી માનવીનું સ્વરૂપ ખસે જ કેમ? સર્વશક્તિમાન બનાવવાને તેને હજારો હાથવાળો કલ્પ્યો, સર્વજ્ઞ બનાવવાને તેને હજારો આંખવાળો કલ્પ્યો. તેને દયાસિન્ધુ માન્યો, ન્યાયી પણ માન્યો. પણ એમ એને સાકાર કલ્પતાં એના ઈશ્વરત્વમાં અનેક દોષ આવે ત્યારે એને નિરાકાર કલ્પ્યો, સગુણ કલ્પતાં દોષ આવે ત્યારે નિર્ગુણ પણ કલ્પ્યો. અને છતાંયે સૃષ્ટિની રચનામાં, પાલનમાં અને સંહારમાં કોઇ બુદ્ધિવાળા પ્રાણી પેઠે એની પાસે સૌ વ્યવહાર કરાવ્યા. અને છતાંયે પાછો એને નિરાકાર નિર્ગુણ કહ્યો. જેને આવી કલ્પના ગળે ના ઊતરી, ના ગોઠી, તેમણે એને સાકાર ને સગુણ માન્યો; સાકાર ને સગુણ માનવીના જેવાં રૂપગુણનાં વસ્ત્રાલંકાર એને પહેરાવ્યાં. સૌએ પોતપોતાને મનગમતો ઈશ્વર સર્જી કાઢ્યો.

માણસે માણસમાં જેમ આકૃતિપ્રકૃતિ જુદી જુદી હોય છે, તેમ જ तुण्डे तुण्डे मतिर्भिन्ना। ખોપરીએ ખોપરીએ બુદ્ધિ જુદી જુદી હોય છે, કારણકે સૌને જુદા જુદા સંસ્કાર મળેલા હોય છે, ગમે તે કોઈ એ

માણસોને કોઈ પણ પ્રકારના સંસ્કાર સરખી રીતે મળેલા હોતા નથી. સૌના સંસ્કારમાં કંઈ ને કંઈ ફેર હોય છેજ, એટલે એ સંસ્કારબળે કરેલા વિચારોમાં અને કલ્પનાઓમાં કંઈ ને કંઈ ફેર હોય છેજ. અને તેથી એ કલ્પનાઓ પ્રમાણે યોજી કાઢેલા ઈશ્વરના સ્વરૂપમાં પણ જે તે માણસના સંસ્કાર પ્રમાણે કંઈ ને કંઈ ફેર હોય છેજ. આમ દરેક માણસે પોતપોતાનો ઈશ્વર સર્જી કાઢ્યો છે. વિચાર ને કલ્પના કરનાર જેટલા માણસ, જગતમાં તેટલા ઈશ્વર! ખરેજ, ઈશ્વર એ માનવીની કલ્પનાસૃષ્ટિ છે!

ત્યારે 'ઈશ્વર છે કે નહિ?' એ પ્રશ્ન પૂછશો તો એ બધાય કહેશે કે 'હા, છે.' પણ 'તે કેવો છે?' એ પ્રશ્ન પૂછશો તો સૌ જુદા જુદા ઉત્તર આપશે. કોઈ કહેશે કે તે નિર્ગુણ નિરાકાર છે, બીજો કહેશે કે તે સગુણ સાકાર છે, તત્ત્વજ્ઞ કહેશે કે તે મહાજ્ઞાની છે, નીતિનિપુણ કહેશે કે એ શિક્ષાગુરુ છે, દેશાભિમાની કહેશે કે એ દિક્‌પાલ છે, પરોપકારી કહેશે કે એ દયાળુ છે, ન્યાયપરાયણ કહેશે કે એ ન્યાયાધીશ છે, કવિ કહેશે કે એ કવિ છે, વૈદ્ય (શરીરશાસ્ત્રી) કહેશે કે એ વૈદ્ય (નિપુણ, विद् = જાણવું) છે, સુરા પીનાર કહેશે કે એ સુર છે, સ્નેહપરાયણ કહેશે કે એ સ્નેહ છે, સત્યપરાયણ કહેશે કે એ સત્ય છે, ગોપી કહેશે કે એ વલ્લભ છે. અને એમ પ્રત્યેક માનવીએ પોતાની કલ્પનાને અનુસરી પોતાના સ્વરૂપ પ્રમાણે, પણ પરિપૂર્ણ પ્રમાણમાં, ઈશ્વરને સર્જી કાઢ્યો ને તેને પોતાનો ઇષ્ટદેવ માની તેની પૂજા કરી. અને ત્યારે ૩૩ કરોડ હિંદુઓને ૩૩ કરોડ દેવ હોય એમાં આશ્ચર્ય પણ શું?

અહીં યાહુદી પુરાણની (જૂના બાઇબલની) એક કથા યાદ આવે છે. એ પુરાણના પ્રથમ ખંડમાં–ઉત્પત્તિખંડમાં–આમ લખ્યું છે: "અને ઈશ્વરે કહ્યું કે 'અમે અમારા સ્વરૂપ પ્રમાણે માનવીને સર્જીએ. અને તે જળચર, ખેચર અને ભૂચર પ્રાણીઓ ઉપર અને

સમસ્ત પૃથ્વી ઉપર તથા સર્પજાતિ ઉપર રાજ્ય ચલાવે.' અને ઈશ્વરે પોતાના સ્વરૂપ પ્રમાણે માનવીને સર્જ્યો." ૧ : ૨૬ – ૨૭

પણ એ પુરાણકથાનાં વાક્યને ઉલટાવીએ તો આપણે ઉપર જણાવેલા તર્કસિદ્ધ નિર્ણય ઉપર આવીએ: "અને માનવીએ કહ્યું કે 'અમે અમારા સ્વરૂપ પ્રમાણે ઈશ્વરને સર્જીએ. અને તે જળચર, ખેચર અને ભૂચર પ્રાણીઓ ઉપર અને સમસ્ત પૃથ્વી ઉપર તથા સર્પજાતિ ઉપર રાજ્ય ચલાવે.' અને માનવીએ પોતાના સ્વરૂપ પ્રમાણે ઈશ્વરને સર્જ્યો."

આમ પુરાણકથા પ્રમાણે ઈશ્વરે માનવીને નહિ, પણ આપણે આ અધ્યાયમાં જોઇ ગયા તેમ માનવીએ ઈશ્વરને સર્જ્યો છે. પુરાણકથા પ્રમાણે માનવી પૃથ્વી ઉપર અને તેના ઉપરનાં સર્વ પ્રાણી ઉપર રાજ્ય કરવાને સર્જાયો છે કે કેમ તે હવે પછી ધીરે ધીરે જોઇશું.



# અધ્યાય ૪

## શ્રદ્ધા અને બુદ્ધિ

**માનવસમાજ** જેમ જેમ વ્યવસ્થિત થતો ગયો, તેમ તેમ મનુષ્યોના કર્મને અનુસરતા તેમના વર્ગ પડતા ગયા. વર્ગ પડવાની એ વ્યવસ્થાને આર્યો વર્ણવ્યવસ્થા કહેતા. સમાજના વિચારકોને એમણે બ્રાહ્મણ કહ્યા. એ વર્ગે ઈશ્વર સંબંધે વિચાર કરવાનું કામ ઉપાડી લીધું. આજ સુધી માણસે ઈશ્વરને જે ઘાટ આપેલા, તેને વ્યવસ્થિત કરવાનું કામ એમણે કરવા માંડયું. ઈશ્વરને મળેલા આજ સુધીના રૂપગુણમાં જ્યાં જ્યાં વિરોધ લાગ્યો, ત્યાં ત્યાં એ વિરોધ ટાળવાનો એમણે પ્રયત્ન કર્યો. અનેક ઈશ્વરની યોજના એમને વિપરીત લાગી ત્યારે ઈશ્વર પાસે કહેવરાવ્યું કે एकोऽहम् बहुस्याम्। હું એક છું, પણ બહુ સ્વરૂપે દેખાઉં છું. અને એમ કરીને એકેશ્વરવાદનો પ્રચાર શરૂ કર્યો. નિરાકાર ઈશ્વરને મનાવવાનો પ્રયત્ન કર્યો, લોકે તે સ્વીકાર્યો; તો ય તેમને સંતોષ તો ના જ થયો. અને આજે ઘણા ય નિરાકાર ઈશ્વરના ભક્તો तेरे चरणोंमें शिष नमावुं ગાઇને સાકાર ઈશ્વરની મૂર્તિ મનમાં ખડી કર્યા વિના રહી શકતા નથી, તેમ તે કાળે પણ તેવા લોક હતા. તેમના સંતોષને ખાતર તેમને સાકાર પૂજાનાં વિધાન પણ બતાવ્યાં. પરિણામે એક નહિ પણ અનેક દેવદેવીની પિત્તળની કે પાષાણની

મૂર્તિઓ પણ ઘડાવા ને ઈશ્વરને નામે પૂજવા લાગી. સર્વવ્યાપક ને સર્વશક્તિમાન ઈશ્વર વિષે ગમે એટલો ઉપદેશ કર્યા છતાં તે અપૂર્ણ લાગ્યો; અને જ્યારે જ્યારે તેની હાજરી વિના જગતનું ગાડું અટકી પડતું લાગ્યું, ત્યારે ત્યારે તેને અહીં બોલાવ્યો ને એમ કરીને અવતારવાદ પણ ખડો કરી દીધો. આમ બ્રાહ્મણવર્ગે સમાજને સંતોષ આપવા ભૂલો ઉપર ભૂલો કરવા માંડી. અને એમ લે-મેલ કરીને, ઘર-છોડ કરીને, તોડ-જોડ કરીને, ભાંજ-ઘડ કરીને સમાજને જોઈતો ઈશ્વર ઘડી આપ્યો. આમ આદિમાનવે ઈશ્વરને જન્મ આપ્યો, ત્યાર પછીના વિચારકોએ તેને પાળીપોષીને ઉછેર્યો—મોટો કર્યો.

પાછળ જણાવ્યું છે કે "ઊંઘતા માણસનું શરીર શબ પેઠે એક ઠેકાણે પડ્યું રહે છે, છતાં દિવસની ભ્રમણાને લીધે સ્વપ્નમાં તે પોતાને દિવસનાં કામકાજમાં દેખે છે. એ આદિમાનવ પણ જાણે નદીપર્વતમાં રખડતો હોય કે શિકાર ખેલતો હોય એમ સ્વપ્નમાં દેખે. આથી એણે કલ્પી લીધું જે આ જડ શરીરમાંથી નીકળી દૂર ભ્રમણ કરી શકે એવો મારામાં જીવ છે." આમ આદિમાનવે જે જીવને જન્મ આપ્યો, તેને આ વિચારકોએ કંઇ કંઇ રૂપગુણ આપીને, પાળીપોષીને ઉછેર્યો—મોટો કર્યો. તેને જીવ, આત્મા કે જીવાત્મા કહ્યો.

શરીર મર્યા પછી પણ આત્મા ત્યાં ફર્યા કરે છે, એમ માન્યા પછી માન્યું કે તે અમર છે. પિતૃ-પૂજા, -તર્પણ, અને -શ્રાદ્ધ વગેરેની મનગમતી યોજનાઓ કરી, ભૂત આણ્યાં ને તેની કેડે ભૂવા પણ આણ્યા. અને આમ ઈશ્વરને મધ્યબિંદુએ રાખીને ચારે બાજુએ આત્મા, દેવદેવી, ભૂતપ્રેત, તેમની પ્રતિમાઓ ને મૂર્તિઓ, તેમની પૂજા, વગેરે અનેક તંતુઓનું જાળ ગૂંથ્યું અને કરોળિયાની પેઠે તેની ઉપર ચોકી રાખવા બ્રાહ્મણવિચારક પોતે ગુરુ થઇને બેઠો.

બેશક એટલું કહેવું જોઇશે કે સમાજના એ વિચારક ગુરુઓ

સાથે સાથે વિજ્ઞાન સંબંધે પણ અનેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. ખગોળ, ગણિત વગેરે અનેક શાસ્ત્રો સંબંધે પણ તેણે અનેક વિચાર અને અનુમાનો કરી શોધો કરી. પણ તેનોય કેટલોક અવળો ઉપયોગ કર્યો. સમાજમાં સર્વજ્ઞ થઇ પોતાનું ગુરુપદ કાયમ રાખવા ખગોળમાંથી તેણે ફલિત જ્યોતિષની કલ્પના કરી ને માનવીનું ભવિષ્ય જાણવાનો ડોળ કર્યો; ગ્રહોમાં જીવારોપણ તો થયું જ હતું, તેમને એણે સારાનરસા ગુણ આરોપ્યા અને માનવીના ભાગ્યવિધાન સાથે તેમનો સંબંધ જોડ્યો. ગણિતનો ઉપયોગ જ્યોતિષની કુંડળી ગણવામાં કર્યો, અને આમ પોતાનું ગુરુપદ દઢ કરવાનો પ્રયત્ન કર્યો.

લગ્નમરણ જેવા સામાજિક વિષયો ઉપર પણ તેમણે પોતાની સત્તા જમાવી અને તેમાં પણ આદેશો આપવા માંડ્યા. એવાં સામાજિક કાર્યો સમાજે કેમ કરવાં, એ વિષે નિયમો ઘડ્યા ને સ્મૃતિઓ બનાવી.

આમ ઠેઠ ઈશ્વરથી માંડીને તે સમાજના સર્વે વિષયો ઉપર ગુરુએ પોતાની સત્તા જમાવી, પોતે સમાજનો પ્રભુ થઇ બેઠો અને સમાજને પોતાનો ગુલામ બનાવી દીધો. સમાજને માટે એણે જે નિયમો ઘડ્યા, જે સ્મૃતિઓ રચી તેને એણે ધર્મ કહ્યો. બ્રહ્માણ્ડના જેટલા વિષય એને જડ્યા તે બધાને એણે ધર્મના ક્ષેત્રમાં આણવાના ને તેના ઉપર ચોકી રાખવાના પ્રયત્ન કર્યા.

સમાજનાં બાળકોને શિક્ષણ આપવાનું કાર્ય સ્વાભાવિક રીતે જ આ ગુરુઓના હાથમાં આવી પડ્યું. તેમણે સાચા સાથે ખોટા સંસ્કાર પણ સમાજનાં એ કુમળાં બાળકોના મગજ ઉપર મનમાનતી રીતે નાખવા માંડ્યા. સમાજની ગુલામગીરી આમ એમણે સજ્જડ કરી. બાળકો બહુ બુદ્ધિશાળી ના થાય, વિચારક ના થાય, એટલા માટે તેમનાં મગજની જડતા વધારવા બાળપણના અમુક સારા કેળવણીના ભાગોને

બાળકો પાસે ગોખાવી મારવાની આજ્ઞા એક પોપે કરી હતી. શાળાઓમાં રોજરોજ એક જ રીતે થતી પ્રભુપ્રાર્થના એ એવી આજ્ઞાનું બીજું સ્વરૂપ છે.

બધા દેશોની બધી જાતિઓના ધર્મનો આ આછોપાતળો ઇતિહાસ.

આ પ્રકારે કંઇક સુંદર લાગે એવું ધર્મયંત્ર તૈયાર થયું, રંગ-રોગાનથી ચકચકિત પણ થયું, કળથી ખેલતા વિલાયતી રમકડા જેવું સુંદર દેખાવા લાગ્યું. એ રમકડું દેખીને બાળક એને આનંદે લે, એની સાથે ખેલે ને કૂદાકૂદ કરે. એને તો એમાં કશું ય અજુગતું ના લાગે. પણ જુવાનીમાં આવેલો માણસ તે કંઇ એની સાથે ખેલે? એ તો એની બનાવટ જોઇને આશ્ચર્ય પામે, એના કારીગરની તારીફ કરે, બહુ તો બાળકને એ રમકડા સાથે ખેલતો જોઇ મોં મલકાવે! બાકી કંઇ ગંભીરતાથી એની સાથે એ રમવા તો ઓછો જ બેસવાનો હતો?

જગતનો માનવી ધીરે ધીરે હવે મોટો થતો જતો હતો, બુદ્ધિ-ક્ષેત્રમાં ધીરે ધીરે વધ્યે જ જતો હતો. તેને આ ધર્મવિચારમાં સર્વ રીતે કેમ સંતોષ થાય? બાળકને તો પોતાના ખેલમાં અજુગતું કશું ન લાગે, પણ ઉમરમાં આવેલા માણસને શંકા થયા વિના કેમ રહે? એને શંકા થવા લાગી કે ગુરુ જે આ બધું કહે છે તે શું ખરું હશે? એ જે કંઇ કહે છે એ બધું ય માત્ર શ્રદ્ધાથી તો કેમ જ માની લેવાય? એ વિષયોમાં શું બુદ્ધિ ચલાવવાનો આપણો અધિકાર જ નહિ?

અને આ નવીન વિચારકની વાત સાવ સાચી હતી. શંકા એ તો સર્વ દર્શનશાસ્ત્રની માતા છે, શંકા થઇ એટલે જાણો કે દર્શન-શાસ્ત્રનાં દ્વાર ઊઘડ્યાં. બાકી નરી શ્રદ્ધા એ તો જડતા છે. જેમ નર્યો વિનય – અતિવિનય ભીરુતા છે એમ. બુદ્ધિનાં દ્વાર જ્યાં બંધ થાય છે, ત્યાંથી જ શ્રદ્ધાના એટલે જડતાના અંધારા ખંડમાં માણસ પગલાં

ભરવા માંડે છે. અંધારામાં સર્વ પ્રકારના ભય છે. અજાણ્યા પાણીમાં માત્ર શ્રદ્ધાથી તો કોઇ પગ ન મૂકે. જે પ્રજા નરી શ્રદ્ધા રાખીને પોતાના બુદ્ધિક્ષેત્રનો પ્રદેશ ધર્મગુરુને, સમાજગુરુને અને રાજગુરુને સોંપી સંધ્યાકાળે નિરાંતે સૂએ છે, તે સવારમાં કદી જાગતી જ નથી કે જાગે છે તો પોતાને મરણપથારીએ સૂતેલી જુએ છે. માટે જેને જેને ઉન્નતિની અપેક્ષા છે તે સૌએ બુદ્ધિ ચલાવવી જ જોઇશે. ભયંકર દેખાતી પણ બુદ્ધિ–પ્રચંડ બુદ્ધિ–ચલાવવી જ જોઇશે હિતને કારણે. ભલે તમારું આખું શરીર પાણીમાં ડૂબ્યું રહે; પણ માથું તો પાણી ઉપર તારવવું જ જોઇશે, જો તમારે જીવવું હશે તો. ભલે તમારો આખો વ્યવહાર સમાજમાં રહે; પણ બુદ્ધિ તો સમાજ ઉપર તારવવી જ જોઇશે, જો તમારે જીવવું હશે તો. નિરંકુશ, અનિરુદ્ધ બુદ્ધિ ચલાવવી જોઇશે. સમાજ તમને બંડખોર કહેશે, પણ સમાજને એ બંડખોરોએ જ ધકેલીને આગળ ખસેડ્યો છે, એ વાતની સાખ જગતનો ઇતિહાસ પૂરશે.

આપણા દેશમાં ઇ. સ. પૂર્વે છઠ્ઠા સાતમા સૈકામાં એવા બંડખોરનો જુગ આવ્યો હતો. પ્રચલિત બ્રાહ્મણધર્મનાં જાળ સામે બુદ્ધ, મહાવીર, બૃહસ્પતિ, ચાર્વાક, આજીવક, ગોશાલ, વગેરેએ શંકા ઉઠાવીને એ જાળ તોડવા બંડ ઉઠાવ્યાં હતાં. કોન્ફુશીઅસ અને ટાઓએ ચીનમાં બંડ ઉઠાવ્યાં હતાં. ઇ. સ. પંદરમા સોળમા સત્તરમા સૈકામાં વળી એવો જુગ આવ્યો હતો. યુરોપમાં લ્યુથર ( Luther ), ઝ્વિંગ્લી ( Zwingli ) વગેરેએ અને આપણા દેશમાં કબીર, નાનક વગેરેએ પ્રચલિત ધર્મ સામે બંડ ઉઠાવ્યાં હતાં. યુરોપમાં તો સાથે જ વિજ્ઞાનવાદીઓએ પણ બંડ ઉઠાવ્યાં. અને આ સૈકામાં તો આખા જગત ઉપર બંડ થઇ રહ્યાં છે શું ધર્મ સામે, શું સમાજ સામે કે શું રાજ્ય સામે. આજે તો ક્રાન્તિયુગ બેઠો ચૂક્યો છે.

ત્યારે શંકાનાં આયુધ લેઇને જ્ઞાને શ્રદ્ધાધર્મના પ્રદેશોને ઘેર્યા, કદી

રાખું કે નાખું (રા = રાખવું, નાખવું) કહ્યા વિના કોઈ પણ પ્રદેશ ઉપર તેનો અધિકાર સ્વીકારાતો નહિ. આમ બુદ્ધિજ્ઞાન અને શ્રદ્ધાધર્મ વચ્ચે વિગ્રહ શરૂ થયો. ડ્રેપરે (Draper) લખેલું 'ધર્મ અને વિજ્ઞાન વચ્ચેનો વિગ્રહ (Conflict between Religion and Science)' નામે પ્રસિદ્ધ પુસ્તક વાંચવાથી આ હકીકતની સાચી સ્થિતિ સમજાશે. બે રાજ્યોને પોતાના સીમાપ્રદેશ સંબંધે તકરાર થાય છે, તેવી તકરાર બુદ્ધિજ્ઞાન અને શ્રદ્ધાધર્મ વચ્ચે, વિદ્યાપ્રકાશને લીધે પ્રકટ થએલાં શંકાનાં આયુધને બળે, જાગી છે. અમુક પ્રદેશ મારો જ છે, ત્યાં તને ન્યાય કરવાનો અધિકાર છે જ નહિ એમ હઠીલાઈ કરીને ધર્મ પોકાર કરે; બુદ્ધિ શંકા ઉઠાવી જ્ઞાનને બળે ધર્મ ઉપર વિજય મેળવે, બળાબળથી તેને ત્યાંથી હડસેલીને જરા દૂર કરે ને તે પ્રદેશ ઉપર પોતાનો અધિકાર સ્થાપે. આમ કરતે કરતે બુદ્ધિજ્ઞાન આજે શ્રદ્ધાધર્મને એક સાંકડા પ્રદેશમાં લાવી મૂકીને પોતે વિશાળ પ્રદેશમાં પોતાનું રાજ્ય ચલાવે છે. દિલ્હીની મોગલાઈ જ્યારે ભાગવા લાગી, ત્યારે બીજા નાના ગણાતા રાજાઓ સમ્રાટ ગણાતા મોગલના આસપાસના સર્વ પ્રદેશોને દબાવી બેઠા; મોગલ બાદશાહ પાસે તો પાટનગર દિલ્હી અને આસપાસનો સાંકડો જ પ્રદેશ રહ્યો. આજે ધર્મની પણ એવી જ અવદશા થઇ પડી છે. ઈશ્વર, આત્મા, પુણ્ય-પાપ, સ્વર્ગનરક વગેરે થોડા જ પ્રદેશો તેની પાસે રહ્યા છે; બાકી સમસ્ત વિશ્વની વૈજ્ઞાનિક ઘટનાના સમસ્ત વિષય બુદ્ધિજ્ઞાને પડાવી લીધા છે. ગ્રહણ કયાં કારણોથી થાય છે, ભૂગર્ભમાંનાં અમુક પડ ક્યારે, કયે ક્રમે અને કયાં કારણોએ બંધાએલાં, જ્વાળામુખી શાથી ફાટે છે અને ધરતીકંપ શાથી થાય છે, એ પ્રશ્નના ઉત્તરો આપવાનો અધિકાર હવે ધર્મને નથી રહ્યો.

ધર્મ એ પ્રદેશોમાંથી અધિકારભ્રષ્ટ થયો છે એ ખરું, પણ પાટનગર હજી એના પ્રદેશમાં છે. મોગલ બાદશાહ બીજા પ્રદેશોમાંથી

પદભ્રષ્ટ થએલા ખરા, પણ પાટનગર દિલ્લી એના હાથમાં હતું, એમ ધર્મ પણ પાટનગર ઈશ્વરને પકડી રહ્યો છે અને એ તથા એની આસપાસના પ્રદેશમાં પોતાનો અધિકાર ચલાવી રહ્યો છે. ઈશ્વર કેવો છે, આત્માનું સ્વરૂપ શું છે, પાપ ને પુણ્ય કોને કહેવાય, સ્વર્ગમાં ઈંદ્ર કેવે આસને બેસે છે અને નરકમાં પાપીઓ માટે કેવા અગ્નિ-કુંડો છે, એવા એવા એ પ્રદેશોના પ્રશ્નો ઉપર એ હજી યે બેધડક ચુકાદા આપ્યે જાય છે. પરંતુ બુદ્ધિજ્ઞાન પણ એવું સર્વગ્રાહી છે કે પોતે કબજે કરેલા પ્રદેશમાં એક વાર સ્થિર થતે જ શ્રદ્ધાધર્મનો બીજો પ્રદેશ દબાવવા નિરંતર પ્રયત્ન કર્યે જ જાય છે. વીસમી સદીની શરૂઆતમાં તેના પાટનગર – ઈશ્વરપ્રદેશ – ઉપર હુમલો કરવાનો આરંભ થઈ ચૂક્યો છે.

નાનું બાળક 'ઘરઘર' રમે ત્યારે જે સૃષ્ટિ એ રચે, એમાં એને તો કશી ખોડખાંપણ ના લાગે, બધું વ્યવસ્થાપૂર્ણ લાગે. શ્રદ્ધાધર્મને આ વિશ્વ બધું વ્યવસ્થાપૂર્વક લાગે છે. પણ ત્યારે બુદ્ધિજ્ઞાન શ્રદ્ધાધર્મને પ્રશ્ન પૂછી હાંકોટે છે કે "ભલા, એ પ્રદેશ તારો જ હોય તો સાબિતી બતાવ. તું બતાવે છે એવો ઈશ્વર દયાળુ હોય અને તેની આ રચના યોજનાપૂર્વક હોય તો જ્વાળામુખી, ધરતીકંપ, દુષ્કાળ વગેરે ઉત્પાતથી લક્ષાવધિ માનવીઓનો ઘાણ કેમ કાઢી નાખે છે? હિંસક પ્રાણી કઈ યોજનાએ સર્જ્યાં છે? તું કહેશે કે ઈશ્વર એ રીતે માણસોને તેમના પાપની સજા આપે છે. પણ વળી તું કહે છે તે પ્રમાણે તારો ઈશ્વર તો સર્વશક્તિમાન છે, ત્યારે એણે જગતમાં પાપ પેદા જ કર્યું શું કરવા? અને પેદા કરવાની એક વાર ભૂલ કરી તો પછી પોતાની સર્વશક્તિ વડે એનો નાશ કેમ નથી કરતો? તું કહેશે કે માણસને સીધે રસ્તે ચલાવવા પાપપુણ્યની ચાબુક એણે રાખી છે, ત્યારે પ્રશ્ન થાય છે કે એમ માણસને દુઃખી કરીને સીધે રસ્તે ચલાવવા કરતાં બીજી કોઈ સાદી કરામત તારા એ દયાળુ

સર્વશક્તિમાન ઈશ્વરને જડીજ નહિ? ઠીક, હવે બીજો પ્રશ્ન: પ્રકૃતિને નિયમે તો વિશ્વમાં કશી ગરબડ નથી; પણ તારે ઈશ્વરે બહુ બુદ્ધિથી આ જગતની યોજના કરી હોય, તો બોલ જોઈએ શાહમૃગને ને કુકડાને પાંખો શા માટે બનાવી? તેનાથી બહુ ઊડી તો શકાતું નથી! પુરુષને સ્તન આપ્યાં, તેમાં કંઈ ધાવણની યોજના તો છે નહિ, ત્યારે એમાં કંઈ શોભાની યોજના છે કે બીજી કંઈ યોજના છે? કુતરાંનો સંભોગવિધિ આટલો વિચિત્ર અને વિષમ યોજવામાં શી યોજના હતી? અજાણતાં કોઈ પડે તે મરે, જાણી જોઈને દારૂ પીને પડે ને ઘડી પછી ઊભો થાય, એમાં તારા ઈશ્વરની શી દયા-યોજના છે? અને છેવટે પ્રશ્નોનો પ્રશ્ન: તારો ઈશ્વર સર્વશક્તિમાન હોય તો બીજો ઈશ્વર–પોતાના જ જેવો બીજો ઈશ્વર–સર્જી શકે? અથવા પોતાનો નાશ કરી શકે? અથવા તો એ રેતી પીલીને તેલ કે પાણી વલોવીને માખણ કાઢી શકે?" આ અને આવા પ્રશ્નો સાંભળીને શ્રદ્ધાધર્મ દિઙ્મૂઢ બની જાય છે, અને તોપણ પોતાનાં હથિયાર મૂકી દેતો નથી, પોતાની હઠ છોડતો નથી, પોતાના પ્રદેશને બાથ ભીડીને–મડાગાંઠ પાડીને– બેશી જાય છે!

શ્રદ્ધાધર્મ પોતાની હઠ છોડે કે નહિ તેની દરકાર બુદ્ધિજ્ઞાને ક્યારે કરી છે? તે તો પોતાના હક સાબિત કર્યે જ જાય છે, એ તો એમ જ માને છે કે ઈશ્વર અને આત્મા જેવા વિષય પણ પોતાના જ પ્રદેશના છે અને તેમને બુદ્ધિની કસોટીએ ચઢાવી તેમને નાણી જોવાનો અધિકાર પણ પોતાનો જ છે. ત્યારે હવે આપણે જોવું જોઈએ કે આ બધા વિષયોમાં બુદ્ધિજ્ઞાન કેવા ખુલાસા આપે છે.

કેવળ અશક્ય જણાય છે. બધા તત્ત્વપંડિતો અને અનેક ધર્માચાર્યો પણ એ માનવાની સાફ ના પાડે છે. બધા તત્ત્વપંડિતો કહે છે કે 'શૂન્યમાંથી કશું સર્જી શકાય નહિ. ( Nothing can be created from Nothing. )' અને ધર્માચાર્ય કહે છે. કે नासतो विद्यते भावो नाभावो विद्यते सतः । भ. गीता २ : १६॥ 'અસત્‌નો ભાવ અને સત્‌નો અભાવ થતો નથી.' એટલે કે જે નથી તે કદી ઉત્પન્ન થતું નથી, જે છે તેનો કદી નાશ થતો નથી. વિશ્વમાં આ જ સાચો નિયમ છે અને તે સર્વત્ર અને સર્વદા પ્રવર્તી રહ્યો છે. આદિમાં ત્યારે કોઇએ તત્ત્વને રચ્યું હોય તો શેમાંથી રચ્યું? આ પ્રશ્ન અંતે આપણી પાસેથી આ એકજ ઉત્તર કઢાવી શકે છે કે મૂળે તત્ત્વ હતુંજ અને તે નિત્ય છે—તેને આદિ નથી, અન્ત નથી. કારણ કે મૂળનું મૂળ હોતુંજ નથી. પરિણામે એમ માન્યા વિના છૂટકોજ નથી કે તત્ત્વને ઈશ્વર કે બીજું કોઇ રચી શકે નહિ, એ તો નિત્ય છેજ છે, એ વાતમાં કંઇ સંદેહજ નથી.

ત્યારે હવે જોવાનું એ રહે છે કે એ તત્ત્વમાંથી ઈશ્વર આ વિશ્વને રચી શકે કે કેમ? આપણે ઉપર જોયું તેમ તત્ત્વ તો પ્રથમથી છેજ; અને ત્યારે તેમાં રહેલા ગુણો પણ તેની સાથે પ્રથમથીજ છે, કારણ કે ગુણો ગુણીથી કદાપિ જુદા પડી શકતા નથી. અગ્નિમાંથી પ્રકાશ અને ગરમી જુદાં પડી શકેજ નહિ, જે પળે જુદાં પડે તેજ પળે અગ્નિ એ અગ્નિ રહી શકેજ નહિ. બાકી જો એમ માનો કે ઈશ્વરે તત્ત્વમાં ગુણ મૂક્યા, તો પછી પ્રશ્ન એ થાય છે કે તે પહેલાં તત્ત્વ કેવે સ્વરૂપે હતું? ગુણ વિનાનું તત્ત્વ કેવું હોય? સંભવેજ કેમ? ત્યારે માનવુંજ જોઇશે કે તત્ત્વની સાથે તેના ગુણ પણ નિત્ય છે.

અને આ ભાન આપણનેજ આજે પ્રથમ થાય છે, એમ કંઇ નથી. આગળ જણાવ્યા પ્રમાણે અઢીએક હજાર વર્ષ ઉપર બ્રાહ્મણોના

મેળવીને પાણી બનાવે છે, તે ઉપરથી ત્યારે આપણે શું એમ માનવું કે પૃથ્વી ઉપરનું બધું પાણી પ્રથમ તેવી જ રીતે કોઇ વિશાળ પ્રયોગશાળામાં એ બે વાયુઓ મેળવીને કોઇએ બનાવ્યું હતું? અમુક પ્રદેશમાં ભરાઇ રહેતું પાણી માણસ નીકો ખોદીને દૂર સમુદ્રમાં કાઢી નાખે છે, તે ઉપરથી ત્યારે આપણે શું એમ માનવું કે પૃથ્વી ઉપરનું બધું પાણી તેવી જ રીતે સમુદ્રમાં ઉલેચી કાઢવાને કોઇએ નદીઓ ખોદી કાઢી હતી? ત્યારે માણસ જેવું કોઇ પ્રાણી – પછી જોઇએ તો તેને તમે ઇશ્વર કહો – હોય તો જ વિશ્વની રચના થઇ શકે, એવી જે કલ્પના માણસ કરી બેઠો છે તે શું ભ્રમ નથી? આ ભ્રમનું નિરાકરણ કર્યા વિના વિશ્વની ઘટના થવામાં તેવા પ્રાણીની જરૂર છે કે નહિ એ સ્પષ્ટ થઇ શકે એમ નથી.

ત્યારે તો હવે જગતના ઇતિહાસમાં આપણે મૂળથી ઊતરવું પડશે. એ વિષય ઉપર વિસ્તારથી વિવેચન કરીએ, તો પુસ્તકનાં પુસ્તક ભરાય, પણ આ નાનકડા પુસ્તકમાં એની સંક્ષિપ્ત રૂપરેખા જ આપીને સંતોષ પકડીશું.

ઉપનિષદ કહે છે કે तस्माद्वा एतस्माद्वात्मन आकाशः सम्भूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या ओषधयः। ओषधिभ्योऽन्नम्। अन्नाद्रेतः। रेतसः पुरुषः। स वा एष पुरुषोऽन्नरसमयः॥ तैत्तिरीयोपनिषत् ब्रह्मानन्दव० अनु. १॥ એટલે કે "તેમાંથી (તત્ત્વમાંથી) આકાશ (Ether ઇથર જેવો કોઇ અતિ સૂક્ષ્મ પદાર્થ), આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ (રાસાયનિક પ્રયોગમાં કોઇ બે વાયુ સંયોજાય કે અગ્નિ પેદા થાય જ), અગ્નિમાંથી પાણી (હાઇડ્રોજન સાથે ઓક્સીજન વાયુ મળતાં રાસાયનિક પ્રયોગે પ્રથમ અગ્નિ ને પછી પાણી), પાણીમાંથી પૃથ્વી, પૃથ્વીમાંથી ઓષધિ એટલે વનસ્પતિ, વનસ્પતિમાંથી અન્ન, અન્નમાંથી રેતસ્ (protoplasm) અને રેતસ્માંથી પ્રાણી ઉત્પન્ન થાય છે, તેથી પ્રાણી અન્નરસમય છે."

જગતની ઘટનાના ક્રમની આ સાદી અને સંક્ષિપ્ત રૂપરેખા બતાવી, પણ તે કેમ બને છે તે હવે આપણે જરા વિસ્તારથી જોઇએ.

તત્ત્વ એ મૂળ પદાર્થ અતિસૂક્ષ્મ સ્વરૂપમાં પોતાના સ્વભાવને વશ રહી અવકાશમાં ભ્રમણ કર્યા કરે છે. એ તત્ત્વના બે મુખ્ય ગુણ છે: પ્રકૃતિ (Matter) અને પુરુષ (Energy અથવા Spirit). આ બે ગુણ પોતાના ગુણી તત્ત્વથી કદાપિ જુદા પડી શકતા નથી અને તેથી પોતે એક બીજાથી પણ જુદા પડી શકતા નથી. તેઓ તત્ત્વમાં સદા સાથસાથે જ રહેલા છે. ઠેઠ પહેલેથી તે આજ જગદીશચંદ્ર બોઝ સુધીના બધા વિજ્ઞાનશાસ્ત્રીઓનો દૃઢ મત છે કે પ્રકૃતિથી પુરુષ તેમજ પુરુષથી પ્રકૃતિ કદાપિ અલગ થઈ શકે જ નહિ, રહી શકે જ નહિ. ગાંધીજી જેવા આધ્યાત્મિક પુરુષ પણ માને છે કે "વિશ્વમાં જેમ સર્વત્ર ચૈતન્ય કે આત્મા એક જ છે તેમ જ જડ ગણાતું દ્રવ્ય પણ એક જ છે; અને તત્ત્વત: જડ અને ચેતન બન્ને નોખાં પાડી જ ન શકાય." ('હરિજનબંધુ,' તા. ૬ : ૮ : ૧૯૩૩.)

અવકાશમાં રહેલું એ તત્ત્વ કદાપિ ઘટતું નથી, કદાપિ વધતું નથી; તેનો કદી નાશ થતો નથી. માનવી મરી જાય ત્યારે તેને બાળો કે દાટો, પણ તે કદાપિ નાશ પામતું નથી. તેમાંનાં પ્રકૃતિ-પુરુષનું રૂપાન્તર થઈ જાય છે. પણ તેનો એક અણુય વધતો નથી, ઘટતો નથી કે નાશ પામતો નથી. ૧૦૦૦ મણ વજનનો ધાતુનો ગોળો એક ગાઉ ઊંચેથી પૃથ્વી ઉપર ફેંકી દેઇએ, તેથી તેમાં જે ગરમી પેદા થાય તેટલીજ ગરમી ઉત્પન્ન થાય એટલું બળ વાપરીએ તો તે ગોળો હતો એટલે જ પાછો ઊંચે જાય. આમ તત્ત્વની શક્તિ અવિચલ રહે છે. આ બન્ને ઉદાહરણથી સમજાશે કે તત્ત્વનાં પ્રકૃતિપુરુષ અવિચલ છે. તેમાંનો એક અણુ પણ કદાપિ ઘટતો નથી, વધતો નથી કે નાશ પામતો નથી.

અને આ મૂળતત્ત્વમાં એવા તો અનેક ગુણ છે. એનું સંપૂર્ણ સ્વરૂપ પરિમિત શક્તિના માનવીથી જાણી શકાય નહિ, વર્ણવી શકાય નહિ; ખરેજ તત્ત્વ એ રીતે તો અજ્ઞેય છે, અનિર્વચનીય છે. અનુભવી શકાય એવાજ કેટલાક ગુણ આપણે તો જાણી શકીએ. અમુક પદાર્થમાં અમુક ગુણ શા માટે છે, અમુક ઘટના કેવી રીતે બને છે, એના ઉત્તર આપવાને વિજ્ઞાન પોતાને અશક્ત માને છે; એ તો એ પદાર્થના ગુણ અને તેને લીધે બનતી ઘટનાઓનો ક્રમજ બતાવી શકે છે. પૃથ્વીમાં આકર્ષણશક્તિ શા માટે છે, એ આકર્ષણશક્તિથી પૃથ્વી ફળને પોતાની તરફ કઇ રીતે આકર્ષે છે, એના ઉત્તર આપવા વિજ્ઞાન અશક્ત છે. એ તો એટલુંજ કહી શકે છે કે પૃથ્વીમાં આકર્ષણશક્તિ છે, તેથી ફળને એ પોતાની તરફ આકર્ષે છે; પૃથ્વી ફળને પોતાની તરફ આકર્ષે છે, તે ઉપરથી એને અનુભવબળે અને અનુમાનબળે જ્ઞાન થયું કે પૃથ્વીમાં આકર્ષણશક્તિ છે. વિજ્ઞાન પોતે સર્વજ્ઞ હોવાનો દાવો કરતું નથી, એને સમજ ન પડે ત્યાં હાથ ઊંચા કરી દે છે, સમજવાનો પ્રયત્ન કરે છે, જ્ઞાનમાર્ગે પ્રવાસ કરતું આગળ ચાલે છે.

પૃથ્વીની પેઠે તત્ત્વનાં સર્વ પરમાણુમાં આકર્ષણશક્તિ છે, તેમ ભ્રમણશક્તિ પણ છે. પરસ્પરના ઘર્ષણથી તેમાં ગરમી પણ ઉત્પન્ન થાય છે. આ આકર્ષણ, ભ્રમણ અને ઘર્ષણથી તત્ત્વનાં પરમાણુ ગરમ થાય છે ને ધીરે ધીરે પ્રકાશિત વરાળ જેવું રૂપ ધારણ કરે છે. આ પ્રકારની વરાળને નિહારિકા (Nebula) કહે છે. આ નિહારિકા ધીરે ધીરે પ્રવાહી રૂપ ધારણ કરતી જાય છે, અને છતાં પોતાના ગુણને વશ રહી અવકાશમાં ભ્રમણ પણ કરતીજ રહે છે. એ ત્વરિત ભ્રમણને બળે તેમાંથી અંશ પછી અંશ છૂટા પડતા જ જાય છે અને તે અંશો પણ ભ્રમણ કરવા મંડી પડે છે. એમ પરંપરાએ અંશમાંથી અંશ ને તેમાંથી પાછા અંશ છૂટા પડી જાય છે ને ભ્રમણ કરવા

મંડે છે. એ પોતાની ધરી ઉપર તેમ પોતાના પૂર્વજની આસપાસ પણ ભ્રમણ કરે છે. આ રીતે ક્રમે ક્રમે નક્ષત્રો, તારા, સૂર્યો, ગ્રહો, ઉપગ્રહો વગેરેનો જન્મ થયે જાય છે. વળી એ ઠંડા પડતા જાય છે, તૂટતા જાય છે, એના રજકણ થાય છે અણુપરમાણુ બની જાય છે ને પાછા મૂળતત્ત્વનું રૂપ ધારણ કરી લે છે. એક સ્થળે નિહારિકામાંથી તારા વગેરે બનતા જતા હોય તો બીજે સ્થળે તેના ટુકડા, રજકણ ને અણુપરમાણુ બનતા જતા હોય. આમ વિશ્વમાં સદાસર્વદા ભરતીઓટ થયા કરે છે, એટલે જ કહ્યું છે કે જગત અનાદિ છે, અનન્ત છે; નિત્ય છે, સનાતન છે.

આમ કંઈ અબજો, અરે પરાર્ધો વર્ષ ઉપર કોઈ મહા અંશમાંથી એક અંશ છૂટો પડ્યો ને તે સૂર્ય થયો. ધખધખતા સૂર્યમાંથી જે કેટલાક અંશ છૂટા પડ્યા તેને ગ્રહ કહીએ છીએ; આપણી પૃથ્વી પણ એવો જ એક ગ્રહ છે. પૃથ્વી જ્યારે ધખધખતો પ્રવાહી ગોળો હતો ત્યારે તેમાંથી–પંડિતો કહે છે કે જ્યાં આજે પાસિફીક મહાસાગર છે ત્યાંથી–એક લોંદો છૂટયો ને ચંદ્ર બન્યો. ચીકા કાદવના ગોળાને દોરી બાંધી તે વડે તેને જોરથી ગોળ ચક્કર ચારે બાજુ ઘુમાવીએ, તો તેમાંથી અનેક અંશ છૂટા પડી જાય; તેજ પ્રમાણે વિશ્વમાં પણ સદા થયા કરે છે. ગોળો ઘટ્ટ થયા પછી તેમ થતું નથી. આપણી પૃથ્વીનું ઉપરનું પડ ઘટ્ટ થઈ ગયું છે, એટલે હવે ક્યાંકથી તેનો ટુકડો છૂટો પડી જશે તો આપણે આકાશમાં ઊડી પડીશું ને માર્યા જઈશું એવો ભય હવે કોઈએ રાખવાનો નથી.

પદાર્થ જેમ નાનો, ભ્રમણથી તેમ એ વહેલો ઠંડો પડી જાય. ચંદ્ર પૃથ્વીથી નાનો છે, ત્યારે પૃથ્વીમાંથી છૂટયા પછી પૃથ્વી કરતાંય વહેલો અને વધારે ઠંડો થઈ ગયો છે; એટલો બધો ઠંડો પડી ગયો છે કે તેના ઉપર હવે કોઈ વનસ્પતિ પણ ઉગી શકતી નથી. એક

દિવસ પૃથ્વી પણ એમ ઠંડી પડીને નિર્જીવ બની જશે. સૂર્ય આપણી પૃથ્વી કરતાં ખૂબ મોટો છે, એટલે એ તો હજી સળગતોજ ગોળો છે, એના અગ્નિની શિખાઓ લાખ લાખ ગાઉ ઊંચી ઊછળે છે!

એજ ગરમી લેઇને પૃથ્વી એકેક અબજ વર્ષ ઉપર સૂર્યમાંથી છૂટી પડીને ભ્રમણ કરવા લાગી. પોતાની ધરી ઉપર અને પોતાના પૂર્વજ સૂર્યની આસપાસ ભ્રમણ કરવા લાગી. તે વખતે તેની ગરમીનું અને આકાશમાં ઊડતી તેની જ્વાળાઓનું તો કહેવુંજ શું?

આ સર્વે પ્રવાહી પદાર્થો અવકાશમાં એવડી ગતિએ ફર્યા કરે છે એમ પાછળ જણાવી દીધું છે. એમ ફરવાથી તે પદાર્થ ઠંડા પડતા જાય છે અને તેથી ઘટ અને ઘન પણ થતા જાય છે. આપણી પૃથ્વી પણ તે રીતે હજીયે ઠંડી થતી જાય છે. સૂર્યથી વિમુખ રહેતા બે ધ્રુવવાળા પ્રદેશ પ્રથમ ઠંડા થવા લાગ્યા, તેની સંમુખ રહેનારો વિષુવવૃત્તવાળો વચગાળાનો પ્રદેશ પછીથી ઠંડો થવા લાગ્યો. આમ પૃથ્વીનું ઉપરનું પડ ઘટ અને ઘન થવા લાગ્યું. હજીયે પૃથ્વીના પેટામાં ધખધખતો ગરમ લાલચોળ રસ છે, અને જ્યાં જ્વાળામુખી ફાટે છે ત્યાં ધરતીમાં મુખ કરી એવો રસ નીકળે છે. અંગ્રેજીમાં એને લાવા કહે છે. આપણે જેમ જેમ જમીનમાં ખોદતા જઇએ, તેમ તેમ અંદરની માટી ગરમ નીકળે. ૨૫૦૦ ગાઉ ઊંડે ખોદી શકીએ તો પૃથ્વીને મધ્યબિંદુએ પહોંચીએ. ૨૫ ગાઉ ઊંડે ખોદતાં તો એવી ગરમી આવે કે આ ધરતી ઉપરની ગમે તે કોઇ વસ્તુ બળીને ભસ્મ થઇ જાય.

જેમ જેમ જે જે ભાગ ઠંડા પડતા જાય, તેમ તેમ તે તે ભાગમાં વાયુમાંના હાઇડ્રોજન અને ઓકસીજનના મિશ્રણથી પાણી બનતું જાય ઉપર જણાવ્યું છે તેમ બે ધ્રુવપ્રદેશમાં પ્રથમ પાણી બન્યું અને પછી વિષુવવૃત્ત તરફ ધીરે ધીરે પાણી

બનતું ગયું. પ્રથમ એ ઊકળતું પાણી હતું, પછી ધીરે ધીરે ઠંડું થતું ગયું. અને ધીરે ધીરે સ્થિતિ એવી થતી ગઇ કે ધ્રુવપ્રદેશનું પાણી ઠંડું થઇ ફરીને બરફ થવા માંડ્યું હશે, તે વેળાએ વિષુવવૃત્ત પ્રદેશનું પાણી ઠંડું થયું હશે. વિષુવવૃત્ત ઉપરનું પાણી ઊકળતું હશે, ત્યારે ધ્રુવ ઉપર માણસની વસતિ પણ થઇ હશે. અને એ ઊકળતા પાણીના ખ્યાલ તો માણસ આજ સુધી રાખી રહ્યો છે. કોલમ્બસ ભારતવર્ષની શોધ કરવા અમેરિકાની દિશાએ ચાલ્યો, ત્યારે વિષુવવૃત્ત ઓળંગવાનો પ્રસંગ આવશે એમ જાણીને તેના ખલાસીઓ ગભરાઇ ઊઠેલા, કારણ કે એમને એવો ખ્યાલ હતો કે ત્યાં તો ઊકળતાં પાણી છે!

આજે ધ્રુવપ્રદેશોમાં બરફ છે, વિષુવવૃત્તપ્રદેશમાં પાણી છે. પૃથ્વી જેમ જેમ ઠંડી થતી જશે, તેમ તેમ તે પાણી પણ બરફ થતું જશે. અને એક દિવસ પૃથ્વીનું બધું પાણી ઠરી જશે પૃથ્વી વનસ્પતિને અને પ્રાણીને વસવા યોગ્ય રહેશે નહિ, ચંદ્રના જેવો આ ગોળો શીતળ અને નિર્જીવ બની જશે, ધીરે ધીરે પાછો પોતાના વંશજ ચંદ્રને સાથે લેઇને પોતાના પૂર્વજ સૂર્ય તરફ આકર્ષાયે જશે અને માટીનું માનવી જેમ અંતે માટીમાં ભળી જાય, તેમ સૂર્યમાંની પૃથ્વી સૂર્યમાં ભળી જશે, અથવા તો તે પહેલાં પણ કોઇ તારા સાથે અથડાઇને તેનો પ્રલય થઇ જશે

આ ઉપરથી જોઇ શકાય છે કે પૃથ્વી ઉપરના ધ્રુવપ્રદેશ પ્રથમ ઠંડા થયા, એટલે વનસ્પતિનો અને પ્રાણીનો જન્મ પણ ત્યાંજ પ્રથમ થયો. જેમ જેમ વિષુવવૃત્ત તરફનું પાણી ઠંડું થતું ગયું અને ધરતીનું ઉપરનું પડ ઘન બનતું ગયું, તેમ તેમ વનસ્પતિ અને પ્રાણી તે તરફ વધતાં ગયાં. વિષુવવૃત્ત ઉપરનું પાણી ઠંડું થયું ન થયું, એટલામાં તો ધ્રુવ ઉપરનું પાણી ઠરતું ગયું. એ જ રીતે વિષુવવૃત્ત ઉપર વનસ્પતિ અને પ્રાણી વસતાં થયાં, ત્યાં તો ધ્રુવપ્રદેશ

ઉપરનાં પ્રાણીને ત્યાંથી ખસતું થવું પડ્યું. આજે ધ્રુવપ્રદેશમાં ભાગ્યે જ કોઇ વનસ્પતિ કે પ્રાણી છે. આ ઉપરથી આપણે જોઇ શકીશું કે આપણા જીવનનો આધાર સૂર્યની ગરમી કરતાં પૃથ્વીની પોતાની ગરમી ઉપર વધારે છે, જેમ પિતાના સ્નેહ કરતાં માતાના સ્નેહ ઉપર બાળકના જીવનનો આધાર વધારે છે તેમ.

હવે આપણે વનસ્પતિ અને પ્રાણી વિષે કંઇક વિચારીશું.

# અધ્યાય ૬

## વનસ્પતિ અને પ્રાણી

હજી તો પૃથ્વીનું બંધારણ બંધાતું જ જાય છે, એ ક્રિયા રાતદિવસ હજી ચાલ્યા જ કરે છે. એના પેટાની ગરમી ધીરે ધીરે ઓછી થતી જાય છે અને ઘન પડ નીચે પડ બંધાતાં જાય છે. એ બંધારણની સતત ક્રિયાને પરિણામે કોઈ કોઈ વાર ધરતીકંપ થાય છે, જ્વાળામુખી ફૂટે છે, પર્વતો ઉપસી આવે છે, બીજે સ્થળે મોટા ખાડા પડે છે; જળને ઠામે સ્થળ થાય છે, સ્થળને ઠામે જળ થાય છે. આમ પૃથ્વીની સપાટી ઊંચીનીચી થયા કરે છે. વિકાસનો એ ક્રમ ઘણું કરીને ધીરો હોય છે, પણ કોઈ વાર એમ ઓચિંતો અને ભયંકર પણ બને છે. સૂર્યના તાપથી પાણીની વરાળ ઊંચે ચડે છે અને તેનો વરસાદ પડે છે. વરસાદનું પાણી ખાડામાં વહે છે અને એ વહેણના ઘસારાથી નદીઓ બને છે, નદીઓ પાછું એ પાણી સમુદ્રમાં ઠાલવે છે. પરિણામે પૃથ્વી ધીરે ધીરે રસાળ થતી જાય છે. મનુષ્યનું મહત્ત્વ વિશ્વમાં કંઈ જ નથી, એટલે વિશ્વનું ને તેથી પૃથ્વીનું બંધારણ તેનાં લાભહાનિની પરવા વિના જ આમ બંધાયે જાય છે.

તત્ત્વના બે ગુણ—પ્રકૃતિ અને પુરુષ—છે, એ આપણે પાછળ

જોઈ ગયા છીએ. કાર્બન નામે એક વાયુમાં એ બે ગુણનો ધીરે ધીરે વિકાસ થાય છે; અને તેમાંથી જ વનસ્પતિની મૂળ ઉત્પત્તિ છે એમ વિજ્ઞાનવાદીઓ માને છે. એમ પાણીને કાંઠે લીલ જેવી વનસ્પતિ પ્રથમ ઉત્પન્ન થાય છે. ડાર્વિન ( Darwin ) નામને પંડિતે પોતાના 'Origin of Species ( જાતિઓનાં મૂળ )' નામે પુસ્તકમાં ખૂબ વિસ્તારથી એનું વિવેચન કર્યું છે, તે વાંચવાથી જણાશે કે મૂળે એવી કોઈ એક વનસ્પતિમાંથી બીજી બધી વનસ્પતિની અને તેમાંથી જ પ્રાણીની ઉત્પત્તિ થઈ છે. આપણે તો અહીં એ ક્રમ છેક સંક્ષેપમાં જ જોઈ શકીશું.

પણ એ ક્રમમાં ઊતરતા પહેલાં તે વિષે બરાબર સમજ પડે, માટે એક બીજી વાત વચ્ચે કરી લેવી જોઈશે.

આપણામાં કહેવત છે કે 'વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા.' તાત્પર્ય કે વડમાંથી વડ ને માણસમાંથી માણસ થાય. એ ઉપરથી એવો નિયમ નીકળે છે કે પૂર્વજના – જનકના – ગુણ વંશજોમાં ઊતરે છે. આ ગુણને લીધે જ જાતિનો નાશ ન થતાં તેનું રક્ષણ થાય છે ને તંતુ આગળ ચાલે છે, લંબાય છે. બાજરીના બીજમાંથી બાજરીનો તેમ જ માનવીના બીજમાંથી માનવીનો વંશ કંઈ જુગ સુધી લંબાયે જાય છે અને તેથી જ વંશજને સંતતિ – સતત ( તન્ = લંબાવું, એ ઉપરથી 'તાણો' પણ ) ચાલનારી કહી છે. વંશજમાં શારીરિક રૂપ જ ઊતરે છે એમ નથી, માનસિક ગુણ પણ ઊતરે છે. હિંદુનું સંતાન હિંદુ અને મુસલમાનનું સંતાન મુસલમાન થાય છે, એમાં આ પણ કારણ છે. સૌ વનસ્પતિમાં અને પ્રાણીમાત્રમાં આ ગુણ પ્રેરણાશક્તિ રૂપે કેળવાયો છે અને તેથી જ આત્મરક્ષણ અને વંશવર્ધન થયા કરે છે.

વળી વનસ્પતિ અને પ્રાણી સંયોગથી વધતાં ચાલ્યાં, ત્યારથી જનક અને જનેતા બંનેના કેટલાક ગુણ સંતાનમાં જુદા ઊતર્યા,

કેટલાક મિશ્ર ઊતર્યાં. નરસંતાનમાં રૂપ પિતાનું હોય, અનેક ગુણ પિતાના હોય, કેટલાક માતાના હોય, થોડાક મિશ્ર હોય. નારીસંતાનમાં રૂપ માતાનું હોય, અનેક ગુણ માતાના હોય, કેટલાક પિતાના હોય, થોડાક મિશ્ર હોય. અને એ સૌ સંસ્કાર યુવાની આવતાં પૂર્ણ રીતે ખીલે. સાંઢમાં માખણ આપવાની શક્તિ બળવાન હોય છે, ગાયમાં દૂધ આપવાની શક્તિ બળવાન હોય છે. સારા સાંઢના નબળી ગાય સાથેના સંયોગથી પેદા થએલી ગાય દૂધ ઓછા પ્રમાણમાં દે, તોય એ દૂધમાં માખણનું પ્રમાણ વધારે હોય છે; નબળા સાંઢના સારી ગાય સાથેના સંયોગથી પેદા થએલી ગાય દૂધ વધારે પ્રમાણમાં દે, તોય એ દૂધમાં માખણનું પ્રમાણ ઓછું હોય છે. આથી સ્પષ્ટ છે કે વનસ્પતિ (વેજીટેબલ) ઘી બધી રીતે ગાયના ઘી જેવું દેખાય, છતાં તેમાં ગાયના ઘીના ગુણ ન જ હોય. આમ જનકજનેતાનાં રૂપગુણ સંતાનમાં ઊતરે છે. તેમના ક્ષય જેવા શારીરિક અને ઘેલછા જેવા માનસિક રોગ પણ સંતાનમાં ઊતરે છે.

જનકજનેતાના ગુણદોષ વગેરે સંસ્કાર કેટલીક વાર તો સુષુપ્ત રહીને ચોથી પાંચમી પેઢીનાં સંતાનમાં પ્રકટ થાય છે. વળી અનેક વખત જનક અને જનેતાના સંસ્કારોના સરવાળા-બાદબાકી ને ગુણાકાર-ભાગાકાર થઈને પણ તે સંસ્કારો સંતાનમાં જુદે રૂપે જ પ્રકટે છે. હાઇડ્રોજનમાં બળવાનો ગુણ છે, ઓક્સીજનમાં બળતાને સહાયતા કરવાનો ગુણ છે, પણ તેમના સંતાન પાણીમાં બળતાને ઠારવાનો ગુણ છે! દરેક વનસ્પતિ અને પ્રાણી પોતાને જન્મસમયે પોતાનાં અનેક પૂર્વજના સર્વે સંસ્કારોનું ફુલ પરિણામ જ માત્ર છે. આ વંશાનુગત સંસ્કારને આપણે આનુવંશિક સંસ્કાર કહીશું. આ સંસ્કાર એટલા બધા બળવાન છે કે તે દરેક જાતિને ચિરંજીવ રાખી શકે છે, એથી જાતિનું જલદી પરિવર્તન થતું નથી.

માત્ર આ આનુવંશિકજ સંસ્કાર હોત તો મૂળ જાતિ અવિચળ

જન્મ થતાંની સાથે જ દરેક જાતિનું સંતાન આજુબાજુના વાતાવરણમાં આવી પડે છે. જમીન, હવા, પાણી, ગરમી, ઠંડી, એ સૌ આજુબાજુના પરિવારની તેના ઉપર અસર થાય છે. શીદી સૂર્યની ગરમીથી કાળો બને છે, યુરોપિયન ઠંડીથી ગોરો બને છે. ગરમ પ્રદેશનું બીજ કાળું બને છે, ધ્રુવ પ્રદેશનું બીજ સફેદ બને છે. ગરમ પ્રદેશની વનસ્પતિના રંગ ખૂબ વિવિધ ભાવે ખીલે છે ને તેનું અંગ ખૂબ ફાલે છે. જિરાફ ને શાહમૃગ આફ્રિકામાં જ થાય છે. ગરમ દેશની તેમ જ શહેરની બાળા વહેલી પાકી ઊઠે છે, ઠંડા દેશની તેમ જ ગામડાની બાળા મોડી પાકે છે. જે તે પ્રદેશમાં પાકતાં અનાજફળ ખાઈને ત્યાંનાં માણસ તથા પશુપ્રાણી પોષાય છે અને તે પ્રમાણે તેમનું શારીરિક તથા માનસિક બંધારણ બંધાય છે. પંજાબીની ને ગુજરાતીની આકૃતિપ્રકૃતિમાં આ કારણે પણ ફેર પડે છે. આસપાસની પરિસ્થિતિના–પરિવારના–આ સંસ્કારને આપણે પારિવારિક સંસ્કાર કહીશું. કેળવણી પણ આ પારિવારિક સંસ્કાર છે.

એ સર્વસામાન્ય પારિવારિક સંસ્કારો ઉપરાંત કોઈ કોઈ વાર એવા પ્રસંગો જીવન સામે આવી અથડાય, જે જીવન ઉપર આખી કે ઊંડી છાપ મારી જાય. યાહુદી પુરાણમાં એક કથા છે: યાકુબને પોતાનાં ઢોર પટાદાર બચ્ચાં જણે એમાં સ્વાર્થ હતો. ઢોર ખૂબ તરસ્યાં થાય, ત્યારે તેને હવાડે પાણી પાવા લેઈ જાય, અને તે પહેલાં પાણીમાં તે રંગદાર ડાળીઓ મૂકે. તે ઢોર પાણી પીતાં આ

પટા જેવી ડાળીઓ દેખે. પછી જ્યારે જ્યારે ઢોર તરસ્યાં થાય, ત્યારે ત્યારે તેમને હવાડાનું પાણી યાદ આવે અને સાથે જ પટા જેવી ડાળીઓ પણ યાદ આવે. અને આવી જ સ્થિતિમાં તે નરનારીનો સંયોગ કરાવે, એટલે તેથી થતાં બચ્ચાંના શરીર ઉપર ડાળીઓ જેવા પટા પડે (ઉત્પત્તિખંડ: ૩૦). પ્રજનનશાસ્ત્રમાં આ વિષે અને ઇષ્ટ બાળકો કેમ ઉત્પન્ન કરવાં એ વિષે વિશાળ વિવેચન કરવામાં આવ્યું છે. આવા કોઇ કોઇ સંયોગોથી જે સંસ્કાર પડે છે તેને આપણે સાંયોગિક સંસ્કાર કહીશું.

કોઇની સોબતથી માણસ પ્રથમ બીડી પીએ, ત્યારે એક વાર તો ખાંસી ચડે કે ઊલટી પણ થાય; દારૂ પીએ, ત્યારે પણ વખતે ઊલટી થાય. પણ પછી વારંવાર પીએ, ત્યારે એ સહીકું પડી જાય–સહ્ય થઇ જાય. એ સહ્યભેદને અભ્યાસે શક્યભેદ ને પછી તો મૂળભેદ થઇ જાય–સ્વાભાવિક જેવું થઇ જાય. સારીખૂરી અસર તો કરી જ જાય, પણ સ્વાભાવિક જેવું થઇ જાય. Habit is the second Nature–અભ્યાસ ગૌણ સ્વભાવ બને છે. ડંખતો જોડો પહેરવાના અભ્યાસથી સહીકે પડી જાય છે, ડંખતી ગુલામગીરી અભ્યાસથી સહીકે પડી જાય છે. એ અણગમતી વસ્તુઓ સામે પ્રથમ બંડ તો થાય છે, પણ બંડ નરમ પડતાં Compromise–સમાધાન થતાં અભ્યાસથી ધીરે ધીરે સ્વાભાવિક બની જાય છે. ભેંસને આખો દિવસ ખાવાનું મળે છે ને ખાયા કરે છે, પણ પાણી પીવાની એટલી સરળતા નહિ હોવાથી બે જ વખત પીવા ટેવાય છે. માણસને પાણી પીવાની પુષ્કળ સરળતા હોવાથી ગમે તેટલા વખત પીએ છે, પણ ખાવાની તેટલી સરળતા નહિ હોવાથી ટંક વેળાએ જ ખાવા ટેવાય છે. અભ્યાસબળે પડતા સંસ્કારો મન ઉપર ઊંડી છાપ પાડે છે ને ખૂબ અસર કરે છે. શ્રદ્ધા પણ આ સંસ્કારનું પરિણામ છે. ચાલતાં ચાલતાં ધ્યાન રાખ્યા વિના પણ પગ માણસને પરિચિત ઘેર લેઇ જાય છે, એ

આ સંસ્કારને લીધે છે. ભગવાનનો વિચાર કર્યા વિના પણ છીંક ખાતાં માણસ 'હાશ ભગવાન!' બોલી નાખે છે, તે આ સંસ્કારને બળે છે. અભ્યાસથી પડતા આ સંસ્કારને આપણે આભ્યાસિક સંસ્કાર કહીશું. આ આભ્યાસિક સંસ્કાર પણ જીવનના ઘડતરમાં ઓછો ભાગ નથી ભજવતા.

આમ આપણે ( ૧ ) આનુવંશિક, ( ૨ ) પારિવારિક, ( ૩ ) સાંયોગિક અને ( ૪ ) આભ્યાસિક, એ ચાર મુખ્ય સંસ્કારો વિષે વિચાર્યું. અને એ ઉપરાંત બીજા પણ નાના નાના અનેક સંસ્કારો જીવનના ઘડતરમાં ઓછોવત્તો ભાગ ભજવે છે. અમુક માણસ આ ક્ષણે કેવો છે એ જાણવું હોય તો તેના આ ક્ષણ સુધીના બધાય સંસ્કારોના નિયમસર સરવાળા-બાદબાકી ને ગુણાકાર-ભાગાકાર કરો ને જે ઉત્તર આવે તે ઉત્તર તેજ આ ક્ષણનો એ માણસ. જેના તેના સર્વે સંસ્કારબળોનું પરિણામ તે, જે તે પદાર્થ, વનસ્પતિ, પંખી, પશુ કે માનવી. પણ એટલાં બધાં અનેક દિશાનાં અનેક કાળનાં સંસ્કારબળોનો હિસાબ ગણી શકવા આપણે પરિમિત બુદ્ધિનાં અને પરિમિત શક્તિનાં માણસ છેક અસમર્થ છીએ, અને તેથીજ કોઇને સંપૂર્ણ રીતે ઓળખી શકવાને પણ અસમર્થ છીએ. એટલે હવે આપણા વિષય ઉપર માત્ર આછીજ નજર નાખી જવા આગળ ચાલીશું.

આ સંસ્કારબળની વાત ઉપાડતા પહેલાં જણાવ્યું હતું કે પાણી-કાંઠાની લીલ જેવી કોઇ એક વનસ્પતિમાંથી બીજી બધી વનસ્પતિની અને તેમાંથીજ પ્રાણીની ઉત્પત્તિ થઇ છે. એ કેમ, તે હવે જોઇએ.

આનુવંશિક સંસ્કારનો વિચાર કરતી વખતે આપણે જોયું હતું કે વનસ્પતિમાં તેમજ પ્રાણીમાં, આત્મરક્ષણની તેમજ વંશવર્ધનની પ્રેરણા છે. એ પ્રેરણાબળે વનસ્પતિ પણ પોતે જીવવાનો તેમજ મરતા પહેલાં વંશનો વેલો સતત લંબાવવાને સંતાન મૂકી જવાનો

પ્રયાસ કરે છે. ઉપર વર્ણવેલાં બીજાં બધાં સંસ્કારબળ જેટલે અંશે અનુકૂળ હોય, તેટલે અંશે તેના પ્રયાસ સફળ નીવડે; જેટલે અંશે પ્રતિકૂળ હોય, તેટલે અંશે તેના પ્રયાસ વિફળ નીવડે. આમ જાતિ સબળ બને કે નિર્બળ બને. વળી એ જ બળોના સરવાળા-બાદબાકીથી અને ગુણાકાર-ભાગાકારથી તેનાં રૂપગુણમાં પરિવર્તન પણ થાય.

હવે આપણે મૂળ વનસ્પતિ લીલનો પ્રશ્ન વિચારીએ. ઉપર વર્ણવેલાં બધાં સંસ્કારબળને પરિણામે તે કોઇ કાળે કોઇ સ્થળે સબળ થઈ, કોઇ કાળે કોઇ સ્થળે નિર્બળ થઇ, કોઇ કાળે કોઇ સ્થળે પરિવર્તન પામી. એમ ધીરે ધીરે એક પ્રકારની વનસ્પતિમાંથી અનેક પ્રકારની વનસ્પતિ થઇ. છેક પાસપાસેના પ્રકારની વનસ્પતિના સંયોગથી વળી નવા પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન થઇ. એમ ધીરે ધીરે વળી નરનારીના ભેદ પણ પડતા ગયા. આજે હજી યે અનેક વનસ્પતિમાં નરનારીના ભેદ નથી; એક જ છોડ કે વેલા ઉપર અમુક ફૂલમાં પુંકેસર ને સ્ત્રીકેસર હોય, પણ તે એક જ ફૂલમાં ઊછરેલાં ભાઇબેનનાં લગ્ન નથી થતાં, મધમાખી વગેરે જંતુઓ દૂરનાં નરનારીનાં લગ્ન કરાવે છે. અનેક વનસ્પતિમાં નરનારીના ભેદ પડ્યા છે. નરનારીના ભેદવાળી વનસ્પતિમાં નરવનસ્પતિનાં ફૂલમાં પુંકેસર હોય છે, નારીવનસ્પતિનાં ફૂલમાં સ્ત્રીકેસર હોય છે. સ્ત્રીકેસરને પુંકેસરનો સંયોગ થાય છે, ત્યારે નારીવનસ્પતિને સંતાન થાય છે, ફળ બેસે છે. આ સંયોગને આપણે સંભોગ કહીએ છીએ. આ સંયોગથી પણ વનસ્પતિઓની કંઈ વિલક્ષણ જાતિઓ ઉત્પન્ન થાય છે.

આમ અનેક પ્રકારે વનસ્પતિની જાતિઓ વધતી ચાલી. એક જ વનસ્પતિમાંથી તુળસી, ડમરો અને બાવચી ઉત્પન્ન થાય; એક જ વનસ્પતિમાંથી બાજરી, જુવાર, રાતડીઓ અને શેરડી ઉત્પન્ન થાય; એક જ વનસ્પતિમાંથી લિંબુ, નારંગી અને મોસંબી ઉત્પન્ન થાય;

એક જ વનસ્પતિમાંથી પીંપળ, પીંપળો, ઉમરડો અને અંજીર વગેરે ક્ષીરતરુ ઉત્પન્ન થાય; એક જ વનસ્પતિમાંથી રામફળ અને સીતાફળ જેવાં ફળવૃક્ષ ઉત્પન્ન થાય; એક જ વનસ્પતિમાંથી કાકડી, દૂધી, કહોળું ને તૂમડું ઉત્પન્ન થાય, એમાં ત્યારે શું તમને કંઇ આશ્ચર્ય જેવું લાગે છે? અને ત્યારે વળી એવી પ્રતીતિ તમને નથી થતી કે સૃષ્ટિના આદિમાં કોઇ ઈશ્વરે કે એવી કોઇ ચમત્કારિક શક્તિએ સાથેલાગી આ નવભાર વિવિધ વનસ્પતિ નથી જ રચી, પણ એક જ પ્રકારની વનસ્પતિમાંથી જુદે જુદે માર્ગે વિકાસ પામતી પામતી એકે એક આ બધી વિવિધ વનસ્પતિ ઉત્પન્ન થઈ છે અને હજી યે એ ક્રમે વનસ્પતિની નવી નવી જાતિઓ ઉત્પન્ન થયા જ કરે છે?

ત્યારે ઉપર જણાવ્યું તે પ્રમાણે એક જાતિની વનસ્પતિમાંથી અનેક જાતિની વનસ્પતિઓ ઉત્પન્ન થઇ છે. વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરતાં માલમ પડશે કે તે વિષયના શાસ્ત્રીઓએ તેમાં કુટુંબ, કુળ અને જાતિ એવા ભાગ પાડ્યા છે. બધાં સરખાં કુટુંબની વનસ્પતિ એક જ કુળની વનસ્પતિમાંથી ઉત્પન્ન થઇ છે, બધાં સરખાં કુળની વનસ્પતિ એક જ જાતિમાંથી ઉત્પન્ન થઇ છે, બધી જાતિની વનસ્પતિ મૂળ એક જ વનસ્પતિમાંથી ઉત્પન્ન થઇ છે.

માનવીના જેવા અનેક ધર્મ વનસ્પતિમાં પણ સૂક્ષ્મ રીતે પ્રવર્તે છે. જમીનમાંથી રસ ખેંચી એ પોતાનું પોષણ કરે છે. અમેરિકામાં એક પ્રકારનું વૃક્ષ માંસાહારી પણ છે. પોતાનાં પાન ઉપર કોઇ પક્ષી-પતંગ બેસે, એટલે પાનને બીડી દે અને તેને ચુશી લીધા પછી પાનને ખોલી દે. બધી વનસ્પતિ વાયુમાંથી શ્વાસ લે છે. તેનામાં ઓછે-વત્તે અંશે સ્પર્શશક્તિ પણ છે, લજ્જાવંતીના પાનને અડીએ એટલે એ તુરત બિડાઇ જાય ને ડાળી સુદ્ધાં નમી પડે. વૃદ્ધ થયે તેની ઈંદ્રિયો શિથિલ પડે છે, વૃદ્ધ લજ્જાવંતીનાં પાનને અડતાં એમ તરત એ બિડાતાં

નથી. વનસ્પતિને આનંદનો પણ અનુભવ થાય છે. કમળજાતિનાં કેટલાંક ફૂલ રાત્રિએ અને કેટલાંક ચંદ્રિકામાં આનંદ પામે છે ને ખીલે છે.

જેમ એક સૂક્ષ્મ પ્રકારની વનસ્પતિમાંથી એક બાજુ અનેક પ્રકારની વનસ્પતિ થાય છે, તેમજ બીજી બાજુ જંતુ પણ ઉત્પન્ન થાય છે. હજી એવા અનેક જંતુ છે, કે તે વનસ્પતિ છે કે જંતુ છે તેનો નિર્ણય કરવો કઠણ પડે છે. દૂધમાંથી, શેરડીના રસમાંથી અને બીજા પદાર્થોમાંથી મીઠાશ ઉપાડી લેઇ, બાકી રહેલા ભાગને ખાટો મૂકી જનાર બેક્ટેરિયા (Bacteria) અને બેસીલી (Bacilli) વનસ્પતિ છે કે જંતુ છે તેનો નિર્ણય કરવો કઠણ છે. વૉલવૉક્ષને (Volvox) માટે પણ એજ પ્રશ્ન છે. આમ વનસ્પતિની પેઠે જંતુની ઉત્પત્તિ પણ અતિ સૂક્ષ્મ રીતે થાય છે. એક બાજુ વનસ્પતિનો વંશ ચાલ્યો, બીજી બાજુ જંતુનો વંશ ચાલ્યો. વનસ્પતિનો જ નિયમ જંતુને લાગુ પડે છે. આગળ જણાવેલાં સંસ્કારબળને પરિણામે તેમાં પણ વિવિધતા વધતી ચાલી; જાતિ, કુળ ને કુટુંબ વધતાં ચાલ્યાં.

ઇતિહાસ લાંબો અને સૂક્ષ્મ છે, પણ આપણે તો ટૂંકામાં પતાવીશું. જંતુની–પ્રાણીની વિવિધ જાતિઓ વિકાસને નિયમે વધતી ચાલી. કેટલીક જળમાં વસતી થઇ, તે જળચળ કહેવાઇ. કેટલીક સ્થળ ઉપર વસવા લાગી, તે ભૂચર કહેવાઇ. જંતુમાં પણ પ્રથમ તો વંશવર્ધન માટે સંયોગક્રિયાની જરૂર નહોતી. એક જંતુ પોતાની યુવાવસ્થા આવતાં પોતાના શરીરના ટુકડા કરી નાખતો ને તે દરેક ટુકડો પોતાના જનક જેવોજ જંતુ બની રહેતો. આમ એ જંતુનું વંશવર્ધન થતું. એમીબા (Amœba) પ્રાણી આ વર્ગનું છે. પછી વળી એવા જંતુ ધીરે ધીરે ઉત્પન્ન થયા કે જેના પોતાનાજ દેહમાં જનક-જનેતા બન્નેની જનનેન્દ્રિય હોય, અને પોતેજ જનક-જનેતાનું કાર્ય સાધી પોતાનો વંશ વધારે. અળસિયાં, ગોકળગાય વગેરે પ્રાણીઓ

આ વર્ગનાં છે. પછી ધીરે ધીરે જનક અને જનેતાના દેહ જુદા હોય, તેવાં પ્રાણી ઉત્પન્ન થયાં. બાઇબલના ઉત્પત્તિપુરાણમાં લખ્યું છે કે પ્રભુએ પુરુષની પાંસળીમાંથી સ્ત્રીને સર્જી! (૨ : ૨૨.) હજી યે જળમાં રહેનાર અનેક માછલાં એવાં છે, જેને જળમાં સંયોગક્રિયા કરવાનું અશક્ય લાગે છે; તેથી તે જાતિનો નર પોતાનું વીર્ય પાણીમાં પિચકારી મારીને છોડી દે છે, નારી તે વીર્ય રસ્તે જતાં ગ્રહણ કરી લે છે ને તેથી બચ્ચાંની ઉત્પત્તિ થાય છે. સ્થળચર પ્રાણીની સંયોગક્રિયા તો સ્થૂલ છે જ. વનસ્પતિમાં જેમ સંસ્કારબળે જાતિભેદ વધતા ચાલ્યા, પ્રાણીમાં પણ તેમ સંસ્કારબળે જાતિભેદ વધતા ચાલ્યા. પ્રાણીમાં નરનારીના ભેદ જુવાની આવતા પહેલાં પૂર્ણરૂપે ખીલતા નથી, એ પણ સાબિત કરે છે કે પૂર્વે નરનારીનો ભેદ હતો નહિ. આમ પૃથ્વી ઉપરની વનસ્પતિ તથા ઇતર પ્રાણી આહારથી આત્મરક્ષણ અને સંયોગક્રિયાથી વંશવર્ધન કરવા લાગ્યાં.

પણ હવે એક પ્રચંડ પ્રશ્ન ઊભો થયો. પૃથ્વી ઉપર માત્ર વનસ્પતિ હતી ત્યાં સુધી જે પ્રશ્ન માત્ર સૂક્ષ્મ રૂપે હતો, તેણે હવે પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું. શું વનસ્પતિને કે શું પ્રાણીને પૂરતો આહારવિહાર મળે તો જ તે પુષ્ટ થાય, નહિ તો નબળું પડે કે મરે. એક જાતિના બે છોડ દૂર દૂર ઊગ્યા હોય, તો બંનેને પૂરતો આહાર મળે ને બંને પુષ્ટ થાય. જુદી જાતિના બે છોડ પાસપાસે હોય અને તેમનો આહાર જુદા પ્રકારનો હોય તોય કંઇ ખાસ મુશ્કેલી ન આવે. પણ એક જ જાતિના બે છોડ છેક પાસપાસે હોય, એટલે બન્નેનો આહાર એક જ પ્રકારનો હોવાથી અને એટલી સાંકડી જગામાં બન્નેને પૂરો પડે એટલો આહાર ન હોવાથી, બન્ને જણ એટલા જ ખોરાક માટે તાણાતાણ કરે. અનુકૂળ સંયોગોને લીધે જે છોડ વધારે આહાર તાણી શકે તે પુષ્ટ થાય, પ્રતિકૂળ સંયોગોને લીધે જે છોડ પૂરતો પણ આહાર તાણી ન શકે તે નિર્બળ રહે કે વખતે સુકાઇ મરી પણ જાય.

જીવવાને માટે આહારની આ તાણાતાણ વનસ્પતિજગતમાં સચરાચર પ્રવર્તી તો રહી છે, પણ વનસ્પતિ સ્થાવર હોવાથી એક છોડ બીજા છોડ પાસે જઇને તેનો આહાર તાણી શકતો નથી, એટલે ત્યાં તો આ તાણાતાણ સૂક્ષ્મ સ્વરૂપમાં છે. જીવનને માટે આહાર-વિહારની સામગ્રીની જે આ તાણાતાણ, તેને જીવનપુરુષાર્થ કહેવા કરતાં જીવનસંગ્રામ કહીએ તો વધારે યોગ્ય છે.

પણ પ્રાણી તો ચાલી શકે છે, દોડી શકે છે, એટલે પોતાને જોઇતો આહાર દૂર જઇ બીજા પ્રાણી પાસેથી પણ તાણી લાવે છે, જરૂર પડ્યે તેને મારી નાખીને પણ તાણી લાવે છે. આથી પ્રાણી-જગતમાં જીવનસંગ્રામ પ્રચંડ સ્વરૂપ ધારણ કરે છે. જીવવા માટે પૂરતો આહાર તાણી લાવવાનું જે પ્રાણીમાં બળ છે, તે જીવી શકે છે. આ બળને આપણે જીવનયોગ્યતા કહીશું. બેશક માત્ર બળમાંજ એ યોગ્યતા નથી, પણ એ વાત પછી અનુકૂળ પ્રસંગે કરીશું. અત્યારે તો એટલુંજ કહીશું કે જે પ્રાણીમાં જીવનયોગ્યતા સારી હોય છે તે પ્રાણી પુષ્ટ થાય છે, જેમાં ઓછી હોય છે એ નબળું પડે છે અને જેમાં છેક ખૂટી ગએલી હોય છે તે મરી જાય છે, પૃથ્વીના પડ ઉપરથી ઊખડી જાય છે. અને ભૂગર્ભવિદ્યા આપણને સ્પષ્ટ બતાવે છે કે આજ સુધીમાં પ્રાણીઓની મૅમથ જેવી કેટલીયે જાતિઓ પોતાની જીવનયોગ્યતા ખૂટ્યે ધરતીના પડ ઉપરથી ઊખડી ગઇ છે; પૃથ્વીમાં દટાએલાં તેમનાં હાડપિંજર આજે તો તેમની એક વારની હયાતીની સાખજ આપી રહ્યાં છે. વિકરાળ વનરાજ સિંહની પણ આજે એજ દશા થવા બેઠી છે. તેના જેટલા શરીરબળવાળા નહિ, પણ તેનાથી વધારે બુદ્ધિબળવાળા મનુષ્ય નામે પ્રાણીને આજે વિશાળ પૃથ્વી સાંકડી પડે છે, એટલે એણે સિંહને જીવનયોગ્યતા આપનારાં વન ને વન કાપવા માંડ્યાં છે. આથી સિંહને વસવાનાં સ્થાન ઓછાં થાય છે ને તેથી તેની જીવનયોગ્યતા પણ ઓછી થાય

છે, આમ એ જાતિ ધરતીના પડ ઉપરથી ભૂંસાઈ જવા બેઠી છે. આ દેશમાં તેની વસતિ ઘટી ગઇ છે ને તેથી લૉર્ડ કર્ઝને સૂચના કરી હતી કે સિંહનો શિકાર કરવાની છૂટ જેને તેને ન આપવી. આથી ગીરનાં જંગલોમાં જે સિંહો છે, તેનો શિકાર કરવાની મોટા ગોરા અમલદારોને કે મોટાં રાજકુટુંબોના પુરુષોને જ મળે છે. આ પ્રાચીન ભવ્ય પ્રાણીનું અસ્તિત્વ સાચવી રાખવાની લૉર્ડ કર્ઝનની આ ભાવનાથી સિંહની જીવનયોગ્યતા કંઇક વધી છે ને તેથી તે થોડો કાળ વધારે જીવશે. આ ભાવના અને ખેલને હેતુએ તેનો શિકાર કરવાની કે વસવાને હેતુએ જંગલો કાપવાની મનુષ્યની વૃત્તિ, એ બેમાંથી જેટલે અંશે જે જીતશે, તેટલે અંશે સિંહની જીવનયોગ્યતા વધશે કે ઘટશે, અને તેટલે અંશે સિંહજીવન લંબાશે કે ટૂંકાશે. પણ પ્રાણીમાત્રમાં આત્મરક્ષણની સ્વાભાવિક પ્રેરણા છે. મનુષ્ય પણ પ્રાણી છે. તેની વસતિ વધતાં સિંહનું અસ્તિત્વ જાળવી રાખવા તેની ભાવના શિથિલ બની નાશ પામશે ને પરિણામે સિંહ પણ નાશ પામશે; કારણ કે સિંહજીવનના રક્ષણ માટે પોતાનો નાશ કરે એવું યજ્ઞાર્થ-જીવન જીવવાને માનવી આજે તો તત્પર નથી, ભવિષ્યમાં आत्मवत् सर्वभूतेषु એવું બોલ્યા પ્રમાણે ચાલે તો કોણ જાણે!

દરેક જાતિ પોતાની જીવનયોગ્યતાને બળે છેક છેવટની સીમા સુધી વધવા પ્રયત્ન કરે છે. એ સીમાએ પહોંચ્યા પછી અટકી પડે છે, પછી વધી શકતી નથી. દર માસે તમે માથાના વાળ કતરાવો અને તેનો હિસાબ રાખો તો ૧૦૦ વર્ષમાં તો પચાસેક હાથનો હિસાબ થાય. પણ વગર કતરાવ્યે વધાર્યે જ જાઓ તો ચારેક હાથથી ભાગ્યે જ મોટા થાય. ગાય અને બકરાં ઘણાંય કપાય છે, પણ પોતાની સીમા તરફ વધવા પ્રયત્ન કરતાં હોવાથી તે જાતિનો નાશ નથી થતો. ગધેડાંને ને કૂતરાંને કોઇ કાપી ખાતું ન હોવા છતાં પોતાની સીમા મૂકીને એ વધી શકતાં નથી. માણસ સીમા મૂકીને વધવા

જાય છે, તો જીવનસંગ્રામની તાણાતાણ માટેનાં યુદ્ધોથી, કે જીવનગ્રામથી ખૂટયે થતા દુષ્કાળથી અને રોગોથી તેનો સંહાર થાય છે.

કાચબાની જીવનશક્તિ તો પ્રચંડ છે. ધડથી એનું માથું કાપીને જુદું કરી નાખો, તોય તે ૨૪ કલાક સુધી જીવે છે; કલાકો સુધી તેનું ધડ ફર્યા કરે છે ને માથું આંખો ફેરવી ઉઘાડ્યા કરે છે. એના મોંમાં લાકડી ઘાલો તો એ પકડી રાખે છે! યુદ્ધમાં રાજપુત વીર પણ માથું કપાયા પછીયે રણસંગ્રામમાં ઝૂઝતો ને સંહાર કરતો, એવી કથાઓ છેક ખોટી ન હોય.

આ જીવનયોગ્યતા માત્ર બળમાં જ છે એમ નથી, બીજી અનેક વસ્તુઓમાં છે. વરસાદમાં વનસ્પતિ ઉપર બીજા રંગના કરતાં લીલા રંગના જંતુઓ કેમ વધારે દેખાય છે? વનસ્પતિનો રંગ લીલો છે, તેની ઉપર બેઠેલા બીજા રંગના જંતુઓને શિકારી પ્રાણીઓ, લીલા રંગ ઉપર બીજા રંગની ભાત પડવાથી, ઝટ પારખી લે છે ને પકડી લે છે. લીલા રંગના જંતુ એ જ રંગની વનસ્પતિમાં એટલા જલદી પરખાઇ આવતા નથી અને તેથી તે બચી જાય છે, રંગની તેની આ યોગ્યતાને લીધે તે બીજા જંતુ કરતાં વધારે જીવી શકે છે; અને તેથી જ વનસ્પતિ ઉપર બીજા રંગના જંતુ કરતાં લીલા રંગના જંતુ વધારે જોવામાં આવે છે. જંતુઓનો આ લીલો રંગ એ પણ તેમની એક પ્રકારની જીવનયોગ્યતા છે. વનમાં કે વેરાનમાં ખાખી રંગ જલદી પરખાઇ આવતો નથી, તેથી શિકારી ને સિપાહી ખાખી રંગનાં વસ્ત્ર પહેરે છે.

આમ આત્મરક્ષણને માટે જે જીવનયોગ્યતા જોઇએ તેને માટે વિશ્વમાં પરમસંહાર ચાલી રહ્યો છે અને અનંતકાળ સુધી એમ જ ચાલશે. जीवो जीवस्य जीवनम् — જીવ ઉપર જીવ જીવે છે. એ તો તત્ત્વનો નિયમ જ છે, એમાં કોઇનો હાથ દીધો ચાલવાનો નથી. એથી પરિણામ એ આવે છે કે સબળ જાતિઓ પુષ્ટ થાય છે, ઓછી સબળ નિર્બળ બને છે ને

નિર્બળ નાશ પામે છે. જે જાતિઓ જીવે છે, તેમને પણ જીવનસંગ્રામ તો ચાલુ રાખવો જ પડે છે. પરિણામે સબળ નિર્બળ જાતિઓના વંશવેલામાં ફેર પડે છે, સબળ નિર્બળ કુટુંબોના લગ્નથી થતાં સંતાનમાં વિવિધતા આવે છે. આમ એક જ જાતિનાં પ્રાણીઓમાંથી અનેક કુળનાં અને તેમાંથી અનેક કુટુંબનાં પ્રાણી ઉત્પન્ન થાય છે. આવી રીતે એકમાંથી અનેક પ્રકારનાં પ્રાણી થાય છે.

ઉપર કહી આત્મરક્ષણના જીવનસંગ્રામની કથા. હવે કહીએ વંશવર્ધનના જીવનસંગ્રામની કથા. વિકાસક્રમે વનસ્પતિની પેઠે પ્રાણીઓમાં પણ જનકજનેતાના દેહ જુદા પડ્યા એ વાત પાછળ આપણે જોઈ ગયા છીએ. એમ જુદા પડેલા દેહવાળાં પ્રાણીમાં નર અને નારી બંને, વંશવર્ધનને પ્રેરણાબળે, સંયોગ કરવા પ્રેરાય એ છેક સ્વાભાવિક વાત છે. પ્રાણીમાત્રમાં આ પ્રકાર સર્વદા ચાલી રહ્યો છે. આથી પશુપંખીનાં નરનારી લગ્નને માટે એક બીજાને આકર્ષવા લાગ્યાં, એક બીજાનું સંવનન કરવા લાગ્યાં. નારીને આકર્ષવા, લોભાવવા નર ફાંકડો બની હીંડવા લાગ્યો, રૂપાળો દેખાવાનો ડોળ કરવા લાગ્યો. એની સતત વાસના પ્રમાણે એનાં અંગ ખીલતાં ચાલ્યાં, અને દિનપ્રતિદિન એ સુંદર થતો ચાલ્યો. પણ એમ એ કોઈ નારી સાથે નિરાંતે સંયોગ કરી શકતો નહિ. એની જાતિના બીજા અનેક નર એના હરીફ હતા, એ એને નિરાંતે સંયોગ કરવા દે એવા હતા નહિ. આથી એક જ નારી માટે અનેક નર સ્પર્ધા કરતા, તકરાર કરતા, મારામારી કરતા. યુદ્ધમાં અંતે જે વિજયી નિવડે તે પેલી નારી સાથે સંયોગ કરી શકતો. હારેલા માર્યા જતા, અગર જીવતા તો તેને સારી નારી મળતી નહિ. આ સંવનનને કારણે નર ફાંકડો, રૂપાળો બન્યો; વળી કોકિલ (કોયલ) જેવા કોઈ નર સુંદર ગાતા પણ થયા; મોર ટૌકા કરતો થયો, એના વર્ગના કલાપી પક્ષી-નર નાચતા પણ થયા. યુદ્ધને પરિણામે શરીરે નર બળવાન પણ બન્યો.

બીજી બાજુએ નારી પણ કંઇ નવરી નહોતી બેશી રહી. એનામાં પણ વંશવર્ધનની અને તેને લીધે સંયોગવાસનાની પ્રેરણા સ્વાભાવિક જ હતી. એ વાસના પૂરી કરવાને એણે નર કરતાં જુદો જ માર્ગ શોધ્યો. ઝાડની ડાળીએ બેશીને ગાવા માંડ્યું ને પોતાનાં અંગ સુંદર રીતે મરોડવા માંડ્યાં. પોતાના સુંદર ગાનથી, અંગની સુંદર ભાવભંગીથી, અને નૃત્યથી એણે નરને આકર્ષવાના ને લોભાવવાના વિવિધ પ્રયત્ન કર્યા ને એમાં એ સફળ પણ થઇ. નર આકર્ષાયો, અનેક નર આકર્ષાયા. તે બધા તે એક નારી માટે સ્પર્ધા ને યુદ્ધ કરવા લાગ્યા. નારી તો એ યુદ્ધ જુએ ને તાનમાં આવી પોતાનું ગાન ને નૃત્ય ચલાવ્યે જાય. નરને એથી વધારે જોસ આવે ને વધારે જોસથી જુદ્ધ કરે. અંતે જે નર બધાને હરાવીને વિજયી થાય, તે જ તે નારી પાસે જઇ શકે. લગ્નમાં પુરુષ ગતિશીલ છે, સ્ત્રી સ્થિતિશીલ છે. એ તો બેઠી બેઠી સ્વયંવર રચે છે. જીતેલા નરનો નારી સ્વીકાર કરી લે ને તેની સાથે સંયોગ કરે. સીતાએ અને દ્રૌપદીએ એમ જ કરેલું ને? "પરણ્યો તે મારો બાવનવીર જો," એમ સ્ત્રીઓ આજે પણ ગાય છે, તેમ બહુ પ્રાચીન કાળથી નારી બાવનવીરને જ પસંદ કરે છે. પણ જે નારીમાં નરને આકર્ષવા જેવા ગાનની ને નૃત્યની કળા ના હોય તેની પાસે કોઇ ના જાય, અથવા જાય તો જુદ્ધમાં હારીને જે જીવતો રહ્યો હોય તે જ.

હવે આ બધાનું પરિણામ જોઇએ. ફાંકડો અને બળવાન નર સુંદર ગાનની અને નૃત્યની કળામાં નિપુણ નારી સાથે સંયોગ કરી શકે; અને તેમની સંતતિ પણ આનુવંશિક સંસ્કારને બળે તેવી જ થાય. તેમના પુત્રમાં રૂપ અને બળ ઊતરે, કારણ કે પિતાનો વારસો પુત્રમાં વધારે ઊતરે છે. તેમની પુત્રીમાં ગાન, નૃત્ય વગેરે સુંદર કલાઓ ઊતરે, કારણ કે માતાનો વારસો પુત્રીમાં વધારે ઊતરે છે. આ જ કારણે મોરને કલાપ, બકરાને દાઢી, સિંહને છયાળ, કુકડા વગેરેને

માંજર, હાથીને દંતૂશળ, સાબરને શિંગ, મનુષ્યને દાઢીમૂછ અને બીજાં અનેક પ્રાણીઓના નરમાં એવી રૂપસામગ્રીનો અને નારીમાં ગાન, નૃત્ય વગેરે સૌન્દર્યસામગ્રીનો ધીરે ધીરે વિકાસ થયો છે. નર નારીને તેની રૂપબળની સામગ્રીથી સુંદર અને આકર્ષક લાગે છે, નારી નરને તેની સૌન્દર્યસામગ્રીથી સુંદર અને આકર્ષક લાગે છે. એમ નર નારીને તેમજ નારી નરને સુંદર ને આકર્ષક લાગે છે. પણ તમે પૂછશો કે ખરી રીતે એમાંથી સુંદર કોણ? એનો નિર્ણય કરવાને ન તો નર કે ન તો નારી એવો તટસ્થ ન્યાયાધીશ મળે તો જાણીએ, પણ એવો ન્યાયાધીશ લાવવો ક્યાંથી? બાકી આ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યા પછી આપણને લાગતું તો જોઈએ જ કે વંશવર્ધનની પ્રેરણાએ વિકસેલા આકર્ષણને–સ્નેહને–બંને એક બીજાને સુંદર લાગે છે. બાકી તો એ બંને તાત્ત્વિક વિકાસનાંજ પરિણામ છે, એટલે બંને સુંદર છે અથવા તો એકેય સુંદર નથી. છતાં યે માનવનારીને કોણ જાણે પોતાના સૌન્દર્યમાં એવી તે શી ઊણપ લાગતી હશે કે પોતાની કૃત્રિમ રૂપસામગ્રી વધાર્યે જાય છે? પુરુષે માથેથી વાળ ઉતાર્યા, ત્યારે સ્ત્રીએ માથે વાળ વધારી એની વેણી ગૂંથવા માંડી! લૂગડેલત્તે ને આભૂષણે–એ બાહ્ય રૂપસામગ્રીએ પોતાને શણગારવા માંડી! બીજી બાજુથી વળી પુરુષે સ્ત્રીની હરીફાઈમાં હવે માથે બાબરી રાખીને તેમાં સેંથી પાડવા માંડી છે, દાઢીમૂછ ઉતારવા માંડ્યાં છે. સુંદર દેખાવા માટે માનવીજાતિનાં નરનારીએ ઠીક હરીફાઈ કરવા માંડી છે! અને હવે તો સ્ત્રીઓએ અખાડામાં કસરતથી શરીર કશીને બળમાં પણ પુરુષોની હરીફાઈ કરવી શરૂ કરી દીધી છે. . . . . . . . .

પણ જે નર રૂપમાં ને બળમાં હીણો હોય, તેને કોઈ નારી મળે નહિ ને મળે તો પોતાના જેવી છંડાએલીજ મળે. નારીમાં પણ સુંદર હોય, તેજ રૂપેબળે ગુણવાન નરને પામે; બાકી ભોટ નારીને

તો નમાલાજ પુરુષ મળે. આમ બળવાન અને સુંદર નરનારીમાં વંશવર્ધનની યોગ્યતા વધારે હોવાથી તેનો વંશવેલો ખૂબ વધે અને બળવાન તથા સુંદર થાય. ભોટ અને નમાલાં નરનારીની યોગ્યતા ઓછી, એટલે એમનો વંશવેલો પરાણે ચાલે ને ચાલે તેમાંય કશો માલ નહિ! છેક જ કુરૂપ અને બળહીન નરનારીમાં તો વંશવર્ધનની યોગ્યતા છેક જ નહિ, એટલે એ તો ધરતીના પડ ઉપરથી ઊખડી જ જાય. વળી અનેક પ્રાણીઓમાં અને વનસ્પતિમાં પણ એમ બને છે કે પુરુષ લગ્નકાર્ય કરીને ચાલ્યો જાય છે, મરી જાય છે; સ્ત્રી બચ્ચાં ઉછેરવા જીવતી રહે છે. માનવીમાં પણ સ્ત્રીઓ વધારે જીવે છે. કરોળિયાને અને વીંછીને તો લગ્નકાર્ય થઇ રહ્યા પછી તેની માદા જ મારી નાખે છે.

આમ આત્મરક્ષણના અને વંશવર્ધનના પ્રયત્નથી સૌ પ્રાણીઓ પોતપોતાનાં સંસ્કારબળોએ કરીને જુદે જુદે માર્ગે વિકાસ પામ્યાં, પછી તેમાંથી જુદાં જુદાં કુળ અને તેમાંથી વળી જુદાં જુદાં કુટુંબ ઉત્પન્ન થયાં. જેમ એક ભાષામાંથી ધીરે ધીરે અનેક ભાષાઓ થાય છે, એમ જ આ પ્રકાર બનેલો. ચૌદમા પંદરમા સૈકામાં રાજસ્થાની ભાષા આખા ગુજરાતમાં અને મારવાડમાં બોલાતી હતી, તે જુદા પ્રદેશોના જુદા સંસ્કારોને બળે પરિવર્તન પામીને ગુજરાતમાં ગુજરાતી ભાષા થઇ અને મારવાડમાં મારવાડી થઇ. નરસિંહ મહેતાનાં ને મીરાંબાઇનાં ભજનો આપણને આજે જે સ્વરૂપમાં મળે છે, તે સ્વરૂપમાં મૂળે તે નહોતાં લખાયાં; પણ ઘસાઇને લીસા થઇ ગએલા રૂપિયાની પેઠે એ ભજનો પણ લોકમુખે ઘસાઇને લીસાં થઇ ગયાં છે. ખૂણેખાચરે પડી રહેવાથી મૂળ રૂપમાં મળી આવતા રૂપિયાની પેઠે લોકમુખે ન ચડેલાં પદ્મનાભના 'કાન્હડદે પ્રબંધ' જેવાં કાવ્યોની સરખામણી કરવાથી એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. વનસ્પતિ અને પ્રાણી પણ જુદે જુદે સંસ્કારબળે ઘસાઇને અનુકૂળ રૂપ ધારણ કરતાં આવે છે, એમ ઊંડો અભ્યાસ ને વિચાર કરતાં સમજાય છે.

આ કેમ બને છે તે બાજુ જોઈએ. સંસ્કૃત ભાષામાં દ્વિ શબ્દ છે. આપણા ગુજરાતીના મુખમાં પેસતાં તેમાંનો દ્ ઘસાઈ ગયો, બાકીનો વ રહ્યો ને તેનો બે થયો. પુરબિયાના મુખમાં પેસતાં તેમાંનો વ ઘસાઈ ગયો, બાકીનો દ્ રહ્યો ને તેનો દો થયો. પશ્ચિમમાં વ્ વિકાસ પામ્યો, પૂર્વમાં દ્ વિકાસ પામ્યો. એમ મૂળે એક રીંછ ધ્રુવ પ્રદેશમાં શ્વેત બન્યું. વિષુવવૃત્ત પ્રદેશમાં શ્યામ બન્યું. વળી ગુજરાતમાંજ દ્વિમાંથી બે તથા દ્વે બનીને. તેમજ પૂર્વમાં પણ દો તથા વાગ્દ બનીને, અને વળી તેમજ ઇંગ્લૅંડમાં પણ Biped (દ્વિપદ) તથા Door (દ્વાર) બનીને જુદે જુદે સંસ્કારબળે એકજ પ્રદેશમાં બંને માર્ગે વિકાસ થયો. એમ એકજ પ્રદેશમાં એક પ્રાણીમાંથી શિયાળ ને કૂતરું બન્યું. વળી Doubt (સંશય) શબ્દના ઉચ્ચારમાંથી b ખરી પડ્યો છે, છતાં શબ્દનો ઇતિહાસ સાચવવા જોડણીમાં વળગી રહ્યો છે, પુરુષના સ્તનની પેઠે.

બીજું ઉદાહરણઃ સંસ્કૃત ભાષામાં જ્ઞા ધાતુ છે. એ જ્ઞામાંથી (જ્+ઞ્+આ) ઞ્ ખરી પડી એક બાજુએ 'જાણવું' ધાતુ થયો, ત્યારે વળી જ્ ખરી પડી ઞ્નો ન્ થઈને બીજી બાજુએ 'નાણવું' ધાતુ થયો. આમ એક ધાતુ વિકાસ પામીને બે રૂપ પામ્યો અને વળી તેના અર્થમાં પણ ફેર થયો. વળી પ્રાગ્વૈદિક—વૈદિક પહેલાંની—કોઈ ભાષાનો કોઈ ધાતુ વિકાર પામીને સંસ્કૃતમાં જ્ઞા રૂપે આવ્યો, અંગ્રેજીમાં Know રૂપે ગયો. એ Knowના ઉચ્ચારમાંથી વળી k ખરી પડ્યો છે, છતાં શબ્દનો ઇતિહાસ સાચવવા જોડણીમાં વળગી રહ્યો છે.

બરાબર આજ રીતે પ્રાણીનાં જે અંગનો ખૂબ ઉપયોગ થયો તે બળવાન થયું, જેનો ઓછો ઉપયોગ થયો તે શિથિલ થયું, અને જેનો ઉપયોગ બિલકુલ બંધ થયો તેનું પેલા અંગ્રેજી bની અને kની પેઠે નામમાત્ર રહ્યું, પ્રાણીના વિકાસનો ઇતિહાસ સાચવવા પૂરતુંજ દેહ ઉપર રહ્યું. અંતે તો પેલા દ્ કે વ્ની પેઠે તેનો સમૂળો

લોપ થયો. અને અંગ આમ સબળ કે નિર્બળ થતાં, વધતાં કે ખરતાં પ્રાણીઓના શરીરમાં તેને અનુકૂળ વિકાસ થતો ગયો. જુદા જુદા પ્રદેશમાં અને વળી એક ને એક પ્રદેશમાં પણ વસતા અમુક એક પ્રકારના પ્રાણીનું શરીર જુદે જુદે સંસ્કારબળે જુદે જુદે માર્ગે વિકાસ પામીને તેણે જુદાં જુદાં રૂપગુણ ધારણ કર્યાં. આ રીતે કાળપ્રવાહ વહેતાં એકમાંથી અનેક પ્રાણી થયાં. एकोऽहम् बहुस्याम् ।

અંગવિકાસનાં પ્રમાણ તો હજીયે પુષ્કળ છે. બતક, કૂકડો અને શાહમૃગ પૂર્વે આકાશમાં ઊડતાં ને ઝાડ ઉપર માળા બાંધીને રહેતાં. પણ સંયોગોને લીધે તે જમીન ઉપર રહેવા લાગ્યાં. આથી એમનાં બીજાં અંગ જમીન ઉપર રહેવાને સબળ થતાં ગયાં, તેમ તેમ તેમની પાંખો આકાશમાં ઊડવાને નિર્બળ બનતી ગઇ. આજે કૂકડો થોડું જ ઊડી શકે છે; બતક અને શાહમૃગ તો છતી પાંખોએ ઊડી જ શકતાં નથી, માત્ર ઉતાવળે દોડવા જ પોતાની પાંખોને ફફડાવે છે. બતકને તરવાના અભ્યાસથી તેને આંગળીઓ વચ્ચે હલેસાં જેવા ચામડીના અનુકૂળ પડદા થયા. સિંહ, વાઘ, કૂતરો, બિલાડી વગેરે હિંસક પ્રાણીઓને પોતાના શિકારને હણવા માટે નહોર છે; જે પ્રાણીઓ અન્નાહારી થયાં, તેના નહોરનો તેવો ઉપયોગ ન થતાં તેની ખરી બની. પણ ઝાડ ઉપર ડાળી પકડવામાં તેનો ઉપયોગ થયાથી વાનરને આંગળીએ નખ થયા. છતાં યુદ્ધ કરતાં તેના નખ કંઇક બળવાન તો રહ્યા જ. હથિયારનો ઉપયોગ શીખ્યાથી માણસના નખ છેક નિર્બળ બન્યા, આજે તો આંગળીના છેડાનું રક્ષણ કરે છે કે શરીર ઉપર વલૂરે છે. એટલોય એનો ઉપયોગ નહિ રહેશે, ત્યારે ચાલ્યા જશે. કૂતરાના શરીર ઉપર પાણી છંટાય ત્યારે આખું શરીર ફફડાવી એ પાણી ઉડાડી દે છે, એવી એનામાં શરીર ફફડાવવાની શક્તિ છે. ગાય ભેંસ પોતાના લાંબા પૂંછડાથી એ પાણી કાઢી નાખી શકે છે, તેથી શરીર ફફડાવવાની તેની શક્તિ કંઇક ઓછી થઇ છે. માણસ તો પોતાનો હાથ ફેરવીને

બધું પાણી ઠંડી નાખે છે. એટલે એની એ શક્તિ સમૂળી નાશ પામી છે; અને જનાંવરોય 'કંપ' માણસ હજી પોતાનું શરીર ફફડાવી શકે છે. કાગડો, કાગડા વગેરે જોવા માટે આંખની કીકી ફેરવી શકતાં નથી, તેથી તેમને આખું માથું ફેરવવું પડે છે. જે પશુઓ માથું જરા ફેરવી શકતાં નથી, તે સાંભળવાને માટે – અવાજ પકડવાને માટે – કાન ફેરવે છે. માણસ આખું માથું ફેરવે છે, એટલે એણે કાન ફેરવવાની શક્તિ ખોઈ, કાન નાના થયા; અને છતાં જે બીજાં પશુના લાંબા કાનની અણી માણસના કાનમાં ઊતરી આવી, કાનની ધાર ઉપર હાથ ફેરવશો તો ઉપરની બાજુએ કંઈક ટેકરો જણાશે. એ ટેકરો તે પશુના કાનની અણીનો અવશેષ છે. પુરુષનાં સ્તન પણ એવું અવશિષ્ટ અંગ છે.

હવે જોઈ શકાશે કે પ્રાણીઓ આત્મરક્ષણને અને વંશવર્ધનને માટે ખોરાક મેળવવા જે પ્રયાસ અને સંગ્રામ કરે છે, તેને પરિણામે તેનાં અંગોમાં અનેક પ્રકારના વિકાસ થાય છે. જુદી જુદી જાતનાં પ્રાણી શિકાર મેળવવા માટે જુદી જુદી જાતના પ્રયાસ કરે છે. ઉગાણ્ડાનો એક સાપ શિકારની આંખમાં એક પ્રકારના વિષની પિચકારી મારી તેને આંધળો કરી પકડી લે છે. અમેરિકાનો એક સાપ ( Rattling Snake ) પૂંછડી ફફડાવી એવી ભયંકર ડાખલી વગાડે છે કે શિકાર ગભરાઈ જાય છે ને પકડાઈ જાય છે. આમ જુદા જુદા પ્રકારનાં સંસ્કારબળે પ્રાણીનાં અંગ જુદી જુદી રીતે વિકસે છે. બિલાડીની ને વંદાની મૂછોના વાળમાં સ્પર્શશક્તિ વિકાસ પામી છે. નાકમાં ને કાનમાં એમ ધીરે ધીરે સૂંઘવાની ને સાંભળવાની શક્તિ વિકસી છે. હજી યે દાંતમાં સાંભળવાની શક્તિ છે. વાંસનો એક છેડો દાંતને અડાડો, એને બીજે છેડે અડાડીને નાનું ઘડિયાળ મૂકો; કાન બંધ કરશો તોય ઘડિયાળના ટકોરા દાંત મારફત સાંભળી શકશો. પ્રકાશને પ્રથમ આખું શરીર સમજતું, અનુભવતું, જેમ વનસ્પતિ હજી અનુભવે છે તેમ. પછી ધીરે ધીરે જે

એક બિંદુમાં તે અનુભવવાની શક્તિ એકઠી થઇ ને ધીરે ધીરે ખીલી તે આંખ બની. બિલાડી વગેરે શિકારી પ્રાણીઓની આંખો અંધારામાં જોવાને ટેવાઇ ગઇ અને તેને અનુકૂળ તેની કીકી કંઇક લંબગોળ બની. માણસની આંખ અજવાળામાં જોવાને ટેવાઇ અને તેની કીકી ગોળ બની. અજવાળામાંથી માણસ એકદમ અંધારામાં જાય ત્યારે તે અંજાઇ જાય; અને તેની કીકી સંકોચાઇ કંઇક લંબગોળ થાય ત્યારેજ જોઇ શકે. તેવીજ કીકીએ તે એકદમ અજવાળામાં આવે તો પાછો અંજાઇ જાય; જ્યારે તેની કીકી વિસ્તરી પાછી ગોળ થાય ત્યારેજ તે બરાબર જોઇ શકે. બધાં પશુને ચાર પગ હોય છે, પણ તેમાં આગલા બે પગનો ઉપયોગ વિશેષ રૂપે એ બધાં કરે છે. એશક ગધેડા જેવાં કોઇ કોઇ પશુ પાછલા પગનો ઉપયોગ કરે છે ખરાં! પણ ઘણાંખરાં પશુ તો આગલાજ પગનો ઉપયોગ કરે છે. અનેક પશુઓ એ આગલા પગ વડે કંઇ અનેક કામ કરે છે, તે વડે કંઇ અનેક વસ્તુઓ પણ પકડે છે. એમ વિકાસ પામતાં પામતાં એ બે આગલા પગ વાનરને ને માનવીને હાથ બન્યા, પક્ષીઓને પાંખ બન્યા. હજી યે સમળી વગેરે પંખીઓની દરેક પાંખને પાંચ પાંચ આંગળીનાં નિશાન રહી ગએલાં દેખાય છે. કોઇ પ્રાણીનું નાક વધીને તે હાથી થયો, કોઇની ડોક વધીને તે ઊંટ થયું.

આ સર્વ પ્રકારને સંસ્કારબળે અને જીવનયોગ્યતાને પ્રયાસે પ્રાણીમાં વિકાસ થઇ ભેદ પડતા ગયા અને તેથી જુદે જુદે માર્ગે વિકાસ પામી જુદા જુદા પ્રકારનાં પ્રાણી ઉત્પન્ન થતાં ગયાં. કંઇ લાખો ને કરોડો વર્ષે પક્ષીજાતિ, સર્પજાતિ (રૂપ સરતું ઉપરથી સરનાર, પેટે ચાલનાર પ્રાણી) વગેરે કરોડવાળાં પ્રાણી ઉત્પન્ન થયાં. પછી કંઇ લાખો ને કરોડો વર્ષે એ પ્રાણીઓમાંથી વિકાસ પામીને પશુ અને માનવી વગેરે પયોધર (સ્તનવાળાં) પ્રાણી (Mammals) ઉત્પન્ન થયાં.

વનસ્પતિની પેઠે પ્રાણીમાં પણ કુટુંબ, કુળ અને જાતિ વગેરે

ભાગવિભાગ છે, બધાં સરખાં પ્રાણી એકજ કુટુંબનાં પ્રાણીમાંથી, બધાં સરખાં કુટુંબનાં પ્રાણી એકજ કુળનાં પ્રાણીમાંથી અને બધાં સરખાં કુળનાં પ્રાણી એકજ જાતિનાં પ્રાણીમાંથી એમ વિકાસ પામીને ઉત્પન્ન થયાં છે. વિકાસ પામીને એકજ પ્રાણીમાંથી કાગડો, કોયલ, કોકડીઓ (कोकिल + आर्य = कोकिलार्य) કુમાર, વગેરે પંખીઓ ઉત્પન્ન થાય; એકજ પ્રાણીમાંથી ગરોળી, કાચંડો, ઘો, મગર વગેરે ઉત્પન્ન થાય; એકજ પ્રાણીમાંથી અનેક પ્રકારના સર્પ ઉત્પન્ન થાય; એકજ પ્રાણીમાંથી બળદ, રોઝ, વગેરે ઉત્પન્ન થાય; એકજ પ્રાણીમાંથી કૂતરો, શિયાળ, લોંકડી, વરુ વગેરે ઉત્પન્ન થાય; એકજ પ્રાણીમાંથી વાઘ અને તેની માશી બિલાડી ઉત્પન્ન થાય; અને અંતે એકજ પ્રાણીમાંથી વાનર અને માનવી ઉત્પન્ન થાય; એમાં ત્યારે શું તમને કંઇ આશ્ચર્ય જેવું લાગે છે? મૂળે એકજ પ્રકારનાં પ્રાણીમાંથી પશુપક્ષીની આટલી બધી જાતિઓ વિકાસ પામીને ઉત્પન્ન થાય એમાં ત્યારે શું તમને કંઇ આશ્ચર્ય જેવું લાગે છે? અને ત્યારે વળી એવી પ્રતીતિ તમને નથી થતી કે સૃષ્ટિના આદિમાં કોઇ ઇશ્વરે કે એવી કોઇ ચમત્કારિક શક્તિએ સામટાં આ ચોરાશી લાખ યોનિ પ્રાણી નથીજ રચ્યાં, પણ એકજ પ્રકારની વનસ્પતિમાંથી થોડાક પ્રકારની પ્રાણીની જાતિઓ ઉત્પન્ન થએલી અને તેમાંથી જુદે જુદે માર્ગે વિકાસ પામતાં પામતાં એકે એકે આ બધાં વિવિધ પ્રાણી ઉત્પન્ન થયાં છે અને હજી યે એ ક્રમે વિકાસ પામીને પ્રાણીની નવી નવી જાતિઓ ઉત્પન્ન થયાજ કરે છે? પૃથ્વી જીવતી રહેશે, ત્યાં સુધી એ વિકાસક્રમ ચાલ્યાજ જશે.

સાથે સાથેજ યાદ રાખવાનું કે જે જાતિઓ જીવનયોગ્યતાથી ભ્રષ્ટ થઇ ગઇ, તે કાળક્રમે નાશ પણ પામતી ગઇ. મૅમથ (Mammoth) વગેરે મહાપ્રચંડ જાતિઓ આમ નાશ પામી ગઇ છે. એટલે સૃષ્ટિના આદિમાં સૌ જાતનાં વનસ્પતિ અને પ્રાણી યોજનાપૂર્વક કોઇએ

રચ્યાં છે અને તે સૌ વિનાવિકાર સૃષ્ટિના અંત સુધી ટકવાનાં છે, એમ માનવું એ તો માત્ર ભ્રમ જ છે. આમ ત્યારે વિશ્વ એ કાર્ય નથી, પણ ઘટના છે, એટલે તેને માટે નિમિત્તકારણની – ઈશ્વરની – જરૂર નથી.

આ સ્થળે એક વાત કહી દેવા જેવી લાગે છે. જુદાં જુદાં કુટુંબની વનસ્પતિના કે પ્રાણીઓના સંયોગથી સંકરસંતાન (Hybrid) થાય, પણ તેનો વંશવેલો ચાલે કે ન પણ ચાલે; પરંતુ તેથી દૂરનાં, એટલે જુદાં જુદાં કુળની વનસ્પતિના કે પ્રાણીઓના સંયોગથી સંકરસંતાન થાય, તોય તેનો વંશવેલો ઘણુંકરીને ન ચાલે; વખતે તે સંતાન નિર્વંશ જાય. એક જ જાતિનાં આંબા વગેરે કલમ કરેલાં અનેક ઝાડનો વંશવેલો વધે છે. અમેરિકામાં બટાટાના (Potato) છોડ સાથે ટમાટાના (Tomato) છોડની કલમ કરવાનો – સંકરલગ્ન કરવાનો – પ્રયોગ કર્યો છે. તે લગ્નથી બન્નેનો સ્વાદ લેઈને જન્મેલા ફળને પોમેટો (Pomato) એવું સંકરનામ પણ આપ્યું છે. પણ એ પોમેટોનો વંશ વધશે કે નહિ તે નક્કી નથી થયું. દક્ષિણ અમેરિકાના ચિલી દેશમાં ઘેટાં સાથે બકરાંનું સંકરલગ્ન કરવાનો પ્રયોગ સફળ થયો છે, તેની સંકરપ્રજાનો વંશ વધે છે. ઘોડાને ગધેડીના સંયોગથી સંકરસંતાન થાય છે, પણ એ ખચ્ચર તો નિર્વંશ જ જાય છે. આર્ય અને સીદીના સંયોગથી વંશવેલો ચાલે, અમેરિકાના ગોરા પુરુષના સીદી નારી સાથેના સંયોગથી પેદા થએલા મુલાટોનો (Mulatto) વંશ વધે છે, એ પ્રસિદ્ધ ઉદાહરણ છે. પણ માનવી અને વાનરના સંયોગથી સંતાન થાય, તોય તે નિર્વંશ જ જાય. આમ વિશ્વના વિકાસક્રમમાં આવા સંયોગની કંઇ અસર થાય કે નહિ, એટલે કે તેથી કોઇ નવીન જાતિ વધે કે નહિ તે હજી શંકાસ્પદ છે.

વળી એક શંકા ઉત્પન્ન થશે કે જો જગતની શરૂઆતમાં આવા જીવ વનસ્પતિમાંથી પોતાની મેળે વિકાસક્રમે ઉત્પન્ન થાય છે, ત્યારે

આજે પણ થાય કે નહિ? અનેક જંતુશાસ્ત્રીઓ માને છે કે તેવા અનુકૂળ સંયોગો મળતાં ઉત્પન્ન થવાજ જોઇએ અને થાય છેજ. પણ કેટલાક લોક જે એમ માને છે કે છાણમાંથી વીંછી ઉત્પન્ન થાય છે, તે વાત સાવ ખોટી છે. એમાં વિકાસક્રમ છેજ નહિ. બેશક વીંછીના જીવનને છાણ અનુકૂળ હોય તો તેમાં તેનાં બચ્ચાં વધી જાય એ બનવા જેવું છે.

અંતે તમને એક પ્રશ્ન થશે કે ત્યારે તો બીજા ગ્રહો ઉપર પણ આવેજ વિકાસક્રમે પૃથ્વી ઉપરના જેવાંજ વનસ્પતિ, પ્રાણી અને માનવી હશે? ના, એ નક્કી ન કહેવાય. બીજા ગ્રહો ઉપર ત્યાંના અનુકૂળ સંયોગોને અનુસરતો વિકાસ થયો હશે અને તેને અનુસરતાં વનસ્પતિ, પ્રાણી અને માનવી હશે. આપણી પૃથ્વી ઉપરજ સર્વે દેશમાં સરખાં નથી હોતાં, જુદા સંયોગોને અનુસરતાં જુદાં જુદાં હોય છે, તો બીજા ગ્રહો ઉપર પણ તેમજ હોય. ચંદ્ર ઉપર પણ પૂર્વે ગમે તેવાં હશે, પણ આજે તો એ ઠંડો પડી ગયાથી સર્વે નાશ પામી ગયાં છે. એ પણ એક પ્રકારનો વિકાસક્રમ છે.

## અધ્યાય ૭

### માનવનો અવતાર-દેહ અને આત્મા

જે તત્ત્વમાંથી આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી અને બીજા તારાસમૂહ ઉદ્ભવ્યા છે, તેમાંથી જ વિકાસક્રમે સર્વ જાતિની ઔષધિ અને પ્રાણીમાત્ર ઉદ્ભવ્યાં છે એ દેખાડવા આ જે ટૂંકી રૂપરેખા દોરી બતાવી, તે ઉપરથી એ વાત સ્પષ્ટ નહિ તો ઝાંખે રૂપે પણ સમજાઇ હશે. એનો ઇતિહાસ એટલો સૂક્ષ્મ અને વિસ્તારવાળો છે કે એ વિષયમાં વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ કર્યા વિના તે બરાબર સ્પષ્ટ કરી શકાય એમ નથી. ધીરે ધીરે વિકાસક્રમે એક જ વનસ્પતિમાંથી ઊતરતે ઊતરતે પ્રાણીનું અને તેમાંથી માનવીનું અવતરણ કેમ થયું તે દેખાડવાને ડાર્વિને 'માનવીનું અવતરણ (Descent of Man)' નામે મોટું પુસ્તક લખ્યું છે. અને વળી હેકલે 'માનવવિકાસ (Evolution of Man)' નામે પુસ્તક લખ્યું છે. પણ એટલા બધા વિસ્તારમાં ઊતરવાનો આ અલ્પ પ્રયાસનો હેતુ નથી, આ તો એ શાસ્ત્રોનો અભ્યાસ કરવાનું સૂચન માત્ર છે.

હિંદુઓમાં ઇશ્વરના અવતાર મનાય છે, તેનું નિરાકરણ પંડિત 'મણિભાઇ નભુભાઈ દ્વિવેદીએ આ વિકાસક્રમને આધારે કરેલું છે,

જોકે એ અવતારવાદ યોજનારને વિચારાને તો એની કલ્પનાય નહિ હોય! એ વિદ્વાન પંડિત પોતાના 'સિદ્ધાન્તસાર' નામે પુસ્તકમાં જણાવે છે, કે ઈશ્વરનો પ્રથમ મચ્છ અવતાર થયો, એટલે કે પૃથ્વી ઉપર પ્રથમ જળચર પ્રાણી થયાં. પછી કચ્છ અવતાર થયો, એટલે કે કાચબા વગેરે જળચર–સ્થળચર પ્રાણી ઉત્પન્ન થયાં. પછી વરાહ અવતાર થયો, એટલે કે પાણી પાસે રખડનાર પશુ થયાં. પછી નરસિંહ અવતાર થયો, એટલે કે અર્ધો પશુ અને અર્ધો માનવી એવો કિન્નર (કિંચિત્ નર) ઉત્પન્ન થયો. પછી વામન અવતાર થયો, એટલે કે વિરૂપ માનવી ઉત્પન્ન થયો. અને પછી પરશુરામ, રામચન્દ્ર અને કૃષ્ણ અવતાર થયા, એટલે કે જુદી જુદી સંસ્કૃતિના માણસો થયા. હવે કલ્કિ અવતાર થઈને એથી યે ઊંચી કોટીનો માણસ થશે. એક જ ઈશ્વર આમ જુદા જુદા અવતાર લેતો હોવાથી આ બધાં પ્રાણીઓ એક જ તત્ત્વમાંથી વિકાસ પામ્યાં, એવું અવતારવાદના આ લુખા બચાવથી કંઈ સિદ્ધ થઈ શકતું નથી; હા, એટલું તો જરૂર સિદ્ધ થઈ શકે છે કે મણિભાઈ જેવા પંડિતને આ વિકાસમત માનવાનું મન થાય છે ખરું, અને એથી પરિણામે હિંદુ ધર્મશાસ્ત્રમાંથી વિકાસમતને ખેંચી કાઢી અવતારવાદને શિથિલ બનાવી દે છે!

પણ આપણે તો ઇતર પશુમાંથી માનવીનો અવતાર કેવી રીતે આવ્યો તેની ઝાંખી રૂપરેખા પાછળ દોરી ગયા, અને અધૂરી રહેલી રેખા આગળ દોરવા પ્રયત્ન કરીશું.

છેલ્લા અધ્યાયના અંત ભાગમાં જણાવ્યું છે કે કંઈ લાખો ને કરોડો વર્ષે કોઈ પયોધર પ્રાણીમાંથી વિકાસ પામીને એક બાજુએ વાનર અને બીજી બાજુએ કિન્નર અને પછી માનવ થયો, બરાબર ધ્યાનથી અવલોકન કરીશું તો વાનર આપણો પિત્રાઈ ભાઈ છે એમ લાગ્યા વિના નહિ રહે. ગોરીલા, ઉરાંગ, ગીબન વગેરે અનેક

વાનરને પૂંછડી હોતી નથી. એ વાનરના ને માનવીના શરીરની ઘટના ખૂબ મળતી છે. માત્ર સંસ્કારબળે એ અંગોમાં જુદા જુદા પ્રકારના વિકાસ થયા છે. ગોરીલાનું મગજ સવા શેરનું હોય છે, માનવીનું મગજ ત્રણ શેરનું હોય છે. એ વાનર બે પગ ઉપર ઊભો રહી શકે છે, કંઇક ચાલી પણ શકે છે; છતાં પોતાના જીવનનો વ્યવહાર તો મોટે ભાગે ચાર પગે ચાલીને જ કરે છે. માણસ પોતાનો સર્વ વ્યવહાર બે પગે ચાલીને કરે છે. આ અભ્યાસથી એનાં અનેક અંગ વાનરનાં અંગથી જુદી જ રીતે જ વિકાસ પામ્યાં. એનું શરીર ટટાર બન્યું, મોં સીધું બન્યું, કપાળ સીધું ને વિશાળ બન્યું. મોંની અંદરનાં અંગમાં પણ ફેરફાર થયો અને તેથી તેની જીભ અનેક ઉચ્ચાર કરતી થઇ. આથી એની વાણી પણ અનેક રીતે સ્વચ્છ ને સ્પષ્ટ થઇ; અને વળી આમ જ જુદા જુદા માનવીના કંઠ વગેરે મોંની અંદરનાં અંગોનાં બંધારણમાં ફેર પડતાં તેમના અવાજમાં પણ ફેર પડતો ગયો. વાનરના પાછલા પગનાં તળીઆં હજી ઝાડની ડાળી પકડવા યોગ્ય રહ્યાં છે. માનવીનાં તેવાં નથી રહ્યાં, ચાલવાના અભ્યાસથી સીધાં ચપટ થઈ ગયાં છે, સાથળો ને પગ બળવાન બન્યાં છે. ઝાડ ઉપર ચઢવાની ચપળતા માનવીએ જમીન ઉપર આવીને ગુમાવી છે.

બીજી એક વાત: આપણે ને વાનર લોહીની સગાઇના પિત્રાઇ ભાઇ છીએ. બિલાડીના કે કૂતરાના લોહીમાં માણસનું લોહી ભેળવ્યું હોય તો તે કંઇક વાદળાં જેવું થઇ ઠરી જાય છે. બીજા કોઇ પ્રકારના વાનર સાથે ભેળવતાં બહુ વાદળાં જેવું થતું નથી, બહુ ઠરી જતું નથી, પણ ઉપર જણાવેલા ગોરીલા વગેરે વાનરોના લોહી સાથે માણસનું લોહી બરાબર મળી જાય છે. આ સાબિત કરે છે કે બધા વાનર કંઇક દૂરના અને ગોરીલા વગેરે વાનર તો આપણા છેક સગા પિત્રાઈ ભાઈ છે.

માનવદેહ ધીરે ધીરે વિકાસ પામીને કોઈ પ્રાણીમાંથી આવ્યો છે,

એનું પ્રમાણ ગર્ભમાંથી પણ મળી આવે છે. માનવનારીમાં ગર્ભ રહે ત્યારથી પૂરે માસે બાળક અવતરે, ત્યાં સુધીમાં તો મૂળ જાતિમાંથી વિકાસબળે જે જે પ્રાણીદેહમાં થઇને વિકાસ પામતે પામતે માનવી બન્યો તે તે પ્રાણીદેહ જુદે જુદે કાળે ધારણ કરતે કરતે બાળક પૂરે માસે પૂરો માનવી થઇને અવતરે છે. ગર્ભની હથેળી ને પગનાં તળીઆં સિવાય આખા શરીર ઉપર વાનરની પેઠે વાળ હોય છે, છઠ્ઠે માસે તે ખરી પડે છે. આમ નવ માસમાં ગર્ભ માનવવંશના સમસ્ત પૂર્વજોનો અથથી તે ઇતિ સુધીનો ઇતિહાસ કહે છે.

એટલુંજ નહિ પણ માનવબાળક અવતર્યા પછી પણ થોડા કાળ સુધી વાનર બાળકની પેઠે માતાને વળગી રહે છે. પ્રથમ ચાર પગે ને પછી બે પગે ચાલવા શીખે છે. થોડુંક મોટું થએલું બાળક આપણા હાથમાં આડી પકડી રાખેલી લાકડીને બે હાથે પકડી પોતાનું આખું શરીર, વાનરની પેઠે, તોળી શકે છે. પછી જેમ જેમ તે મોટું થતું જાય છે, તેમ તેમ વાનર મટી માનવ બનતું જાય છે. યુવાન થયે પૂરું માણસ બની રહે છે.

આ પૃથ્વી ઉપર એમ માનવનો અવતાર થયો. એનો પૂર્વ ઇતિહાસ બહુ લાંબો ને અટપટો છે, એ શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર જ એની બધી વાતો જાણી શકે. આપણે તો ટૂંકામાં એટલુંજ જાણી લેવાનું કે મૂળ કોઇ વનસ્પતિમાંથી પ્રાણી અને પ્રાણીમાંથી માનવી અનેક ઋણાનુબદ્ધ સંસ્કારબળે અનેક વિકાસ પામતે પામતે ઊતરી આવ્યો. અને હજીયે એ વિકાસક્રમે આગળ ને આગળ ચાલ્યે જશે. ભવિષ્યમાં કેવો થશે એ તો આજથી કેવી રીતે કહી શકાય? અનેકાનેક સંસ્કારબળ તેને કયે માર્ગે લેઇ જશે, એ ગહન ભવિષ્યવાદ પરિમિત જ્ઞાનશક્તિનો માનવી કેવી રીતે કળી શકે? હા, એવું તો કલ્પી શકે કે આ સૈકામાં જે વેગે તેની બુદ્ધિશક્તિ ખીલતી જાય છે અને

યંત્રશક્તિને લીધે તેના હાથપગની ક્રિયાશક્તિ ઘટતી જાય છે, તે વેગ અનર્ગલ ચાલતો રહે, તો પરિણામે માનવી 'હાથપગ દોરડી ને પેટમાથું ગાગરડી' જેવો ગોળમટોળ લોચો બની જાય!

માનવનો અવતાર આ પૃથ્વી ઉપર ક્યારે થયો હશે? માણસ બાળક મટી કયે વર્ષે કયે માસે કયે દિવસે કઇ પળે યુવક થાય છે, તે કહી શકાય નહિ; શિયાળો ઊતરી કયે માસે કયે દિવસે કઇ પળે ઉનાળો બેસે છે, તે કહી શકાય નહિ; કારણ કે માણસ બાળક મટી યુવક અને શિયાળો ઊતરી ઊનાળો અમુક કોઇ અમુક પળે નહિ, પણ ધીરે ધીરે વિકાસ પામીને થાય છે. તેમજ કોઇ બીજા પ્રાણીમાંથી માણસ અમુક એક પળે નહિ, પણ ધીરે ધીરે વિકાસ પામીને થાય છે. એટલે એનો અવતાર ક્યારે થયો એનાં અમુક તિથિવાર ને વર્ષ તો હોઇ શકે નહિ. પણ એમ માનવામાં આવે છે કે આજથી ત્રણ ચાર લાખ વર્ષ ઉપર એણે માનવનું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું હોવું જોઇએ.

માનવનો અવતાર ક્યાં થયો હશે? કોઇ અમુક એકજ સ્થળે એ અવતાર સંભવી શકે નહિ. જ્યાં જ્યાં એના પૂર્વજો હશે ત્યાં ત્યાં એ થયો હશે. એમ મનાય છે કે એશિયા ખંડમાં ધ્રુવપ્રદેશ સૌથી પ્રથમ વસવાને યોગ્ય થયો હશે, એટલે પ્રથમ તે પ્રદેશમાં જુદે જુદે સ્થળે માનવીનાં અનેક કુટુંબનો ઉદ્ભવ થયો હશે.

પણ હવે તમે જરૂર પૂછશો કે "આ બધી જે વાતો કરી, એ તો માનવીના દેહ સંબંધે કરી, પણ આત્મા વિષે શું? માનવીનો દેહ તો બીજાં પ્રાણીના દેહમાંથી વિકાસ પામીને આજને સ્વરૂપે અવતર્યો, પણ આત્મા ક્યાંથી આવ્યો? એ પણ શું બીજાં પ્રાણીના આત્મામાંથી વિકાસ પામીને આજને સ્વરૂપે અવતર્યો? પણ ત્યારે પ્રિસ્તી વગેરે

અનેક સંપ્રદાયો કહે છે કે માનવી સિવાયનાં ઇતર પ્રાણીમાં આત્મા જ નથી એનું શું? બધા ધર્મસંપ્રદાયો કહે છે કે માણસનો આત્મા અમર છે, દેહથી જુદો છે અને મરણપ્રસંગે જુદો નિકળી પોતાનાં કર્મને અનુસરીને સ્વર્ગે કે નરકે જાય છે એનું શું? વળી હિંદુ વગેરે સંપ્રદાયો તો કહે છે કે બધાં પ્રાણીમાં અને વનસ્પતિમાં પણ આત્મા છે, તે અમર છે અને મરણ પછી ઈશ્વર તેને તેનાં કર્મને અનુસરીને સ્વર્ગે કે નરકે મોકલે છે અથવા પુનર્જન્મ આપે છે; પુનર્જન્મમાં પ્રાણી કે વનસ્પતિનો અને ઇતર પ્રાણીનો આત્મા માનવયોનિમાં અવતરે છે, માનવીનો આત્મા ઇતર પ્રાણીમાં કે વનસ્પતિમાં પણ અવતરે છે, એનું શું? એ બધા સંપ્રદાયો તો આત્માને અનાદિ અનંત માને છે, દેહથી જુદા માને છે, પણ તમે કેવે પ્રકારે એનો હિસાબ આપો છો?"

આ પ્રશ્નો બેશક બહુ ગંભીર અને અટપટા છે. એની ગૂંચો ધીરે ધીરે ઉકેલવી પડશે. તત્ત્વ અનાદિ અનંત છે અને એનાં પ્રકૃતિ અને પુરુષ એ બે અંગો પણ અનાદિ અનંત છે. પ્રકૃતિ તે દેહ એટલે દેહ અમર છે, પણ રૂપાન્તરને પાત્ર છે. પુરુષ તે આત્મા, એટલે આત્મા પણ અમર છે, પણ તેય રૂપાન્તરને પાત્ર છે. પાછળ આપણે જોઇ ગયા કે તત્ત્વનાં બે અંગ—પ્રકૃતિ અને પુરુષ—કોઈ કાળે જુદાં પડતાં નથી, એટલે દેહ ને આત્મા કોઇ કાળે જુદા પડી શકતા નથી. મરણપ્રસંગે દેહ પોતાની પ્રકૃતિમાં ભળી જાય છે, આત્મા પોતાના પુરુષમાં ભળી જાય છે. એક દેહ રૂપાન્તર પામી બીજા દેહને જન્મ આપે છે—માબાપનો દેહ સંતાનના દેહને જન્મ આપે છે; એક આત્મા રૂપાન્તર પામી બીજા આત્માને જન્મ આપે છે—માબાપનો આત્મા સંતાનના આત્માને જન્મ આપે છે. વનસ્પતિના દેહમાંથી સંસ્કારબળે વિકાસ પામીને ધીરે ધીરે ઈતર પ્રાણીનો દેહ અને તેમાંથી માનવીનો દેહ ઊતર્યો, તેમ તેની સાથે સાથે જ વનસ્પતિના આત્મામાંથી સંસ્કારબળે વિકાસ પામીને ધીરે ધીરે ઈતર પ્રાણીનો

આત્મા અને તેમાંથી માનવીનો આત્મા ઊતર્યો. આ વિરુદ્ધ બીજી બધી વાતોને એક કે બીજી રીતે મિથ્યોક્તિ કે અસત્યોક્તિ માનીએ.

સારાંશ એ જે પ્રકૃતિ અને પુરુષ એ બન્ને તત્ત્વના ગુણ છે. તત્ત્વમાંથી એ કદાપિ જુદા થઈ શકે એમ નથી, ગુણીથી ગુણ કદાપિ જુદો થઈ શકે એમ નથી. તત્ત્વનાં જ્યારે જ્યારે અને જે જે રૂપાન્તર થયાં છે, ત્યારે ત્યારે પ્રકૃતિને અને પુરુષને તે તે રૂપાન્તર પામવાં પડ્યાં છે. આમ વિશ્વના પ્રત્યેક પરમાણુમાં આત્મા છે. વાયુમાં, જળમાં અને પૃથ્વીમાં-તેના પ્રત્યેક પરમાણુમાં આત્મા છે. તત્ત્વ વનસ્પતિનું રૂપાન્તર પામે છે, ત્યારે તેની પ્રકૃતિ વનસ્પતિના દેહનું અને તેનો પુરુષ વનસ્પતિના આત્માનું રૂપ ધારણ કરે છે. વળી વનસ્પતિનો દેહ વિકસિત થઇને પ્રાણીનો દેહ બને છે, ત્યારે તેનો આત્મા પણ વિકસિત થઇને પ્રાણીનો આત્મા બને છે. એમ તત્ત્વની પ્રકૃતિ વિકસિત થતી થતી પશુ, પક્ષી, વાનર, કિન્નર અને માનવીનો દેહ બનતો જાય છે, તેમ સાથે સાથેજ તેનો આત્મા પશુ પક્ષી, વાનર, કિન્નર અને માનવીનો આત્મા બનતો જાય છે.

આત્માના વિકાસની વાતો આપણે પ્રથમ કરીએ. તેના અમરત્વ, પુનર્જન્મ, વગેરેની વાતો પછી કરીશું.

ત્યારે આત્માનાં લક્ષણ આજે કેવાં મનાય છે? હિંદુ ધર્મશાસ્ત્ર કહે છે કે इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानानि आत्मनो लिंगम् । न्यायदर्शन अ. १ : आ १ : सू. १० ॥ ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન એ આત્માનાં લક્ષણ છે એમ ન્યાયદર્શન માને છે.

આ બધાં લક્ષણ બધાં પ્રાણીમાં, પ્રાણીમાંજ નહિ પણ વનસ્પતિમાંય દર્શન દે છે, એજ સાબિત કરે છે કે એ બધાંમાં આત્મા છે. બેશક વિવિધ વનસ્પતિના, પ્રાણીઓના અને માનવીના આત્માની તુલના

ફરીએ તો જણાશે કે વનસ્પતિના કરતાં પ્રાણીનો અને પ્રાણીના કરતાં માનવીનો આત્મા વધારે વિકાસ પામેલો લાગે છે—એટલે કે એ ભેદ પ્રકારનો નથી, માત્ર પાયરીનો છે. સુધરેલા માનવીનો, વનવાસી માનવીનો અને વાનરનો વિકાસ એક બીજા સાથે સરખાવી જોઇશું, તો ત્રણેમાં ભેદ માલુમ પડશે. અને વળી સુધરેલા માનવીના આત્મા અને વનવાસી માનવીના આત્મા વચ્ચે જેટલો ભેદ છે, તેટલોય ભેદ વનવાસી માનવીના આત્મા અને વાનરના આત્મા વચ્ચે નથી. એ બે વચ્ચે કેટલો ભેદ છે? બંને નગ્ન રહે છે, બંને કાચાં ફૂલફળ ઉપર જીવે છે, અગ્નિનો અન્ન પકવવાનો ગુણ ભાગ્યેજ જાણે છે. બંને આત્મરક્ષણ અને વંશવર્ધનની પ્રેરણા સિવાય બીજી ઉન્નતિ બહુ કરી શક્યા નથી. સંસ્કૃતિના ખ્યાલ એકેયમાં બહુ નથી. સમાજ બાંધવાની શક્તિ બંનેની લગભગ સરખી છે. વાનર ઝાડની ડાળીઓ ઉપર રહે છે; કંઇક વિકાસ પામ્યાથી વનવાસી માનવી એટલું ઝાડ ઉપર રહેતો નથી, છતાં વારંવાર ઝાડ ઉપર માળા બાંધીને તેમાં સૂએ છે. ઝાડ ઉપર રહેવાથી એકની એ શક્તિ ખીલી છે, બીજાની નબળી પડી ગઇ છે. વળી વાનરને મદારી શીખવીને તેની પાસે ખેલ કરાવે છે. અમેરિકામાં અને યુરોપમાં તેને કેળવવામાં આવે છે, ત્યાં તો તે સુધરેલા માણસના જેવાં કાર્ય કરતાં શીખે છે. બીડી પીએ છે, ટેબલ ઉપર બેશીને ભોજન કરે છે, પથારીઓ પાથરે છે. સર્કસમાં તેની અદ્‌ભુત રમતો જોઇને અનેકને આશ્ચર્ય થયું હશે. એની નકલ કરવાની શક્તિ પણ અદ્‌ભુત છે. વનવાસી માનવી તો આમાંનુંય ઘણું કરી શકતો નથી. આફ્રિકાના એક સીદીને મેં પહેરણ પહેરવા આપ્યું. મેં પહેરણ ને સુરવાળ પહેર્યાં હતાં, તે જોઇને તેણે પહેરણ લેઇને સુરવાળ પેઠે પગે પહેરવા માંડ્યું! કથામાં આવે છે કે વાનરને હાથમાં તલવાર આપીને ઊંઘતા રાજાની ચોકી કરવા ઊભો રાખ્યો હતો. રાજાના શરીર ઉપર લટકતા સાપનો પડછાયો પડતાં, પડછાયાનેજ સાપ સમજી તેને મારવા વાનરે રાજાના શરીર ઉપર

તલવાર ચલાવી! લશ્કરી દારૂખાના ઉપર ચોકી રાખવા આફ્રિકાના એક સીદીને બેસાડ્યો. ત્યાં બીડી પીવાથી કેવું ભયંકર પરિણામ આવે તેની સમજ તેના ઉપરીએ તેને આપી ને ત્યાં બીડી પીવાની મનાઇ કરીને એ ચાલવા લાગ્યો. તુરત જ, તેના દેખતાંજ પેલાએ બીડી પીવા દીવાસળી સળગાવી! આમ જવાબદારીનું ભાન પણ એ બંનેને લગભગ સરખું છે. વાનરને ઇશ્વર સંબંધે કશાય ખ્યાલ નથી, વનવાસી માણસને છેક ઝાંખો છે.

આ ઉપરથી જોઇ શકાશે કે સુધરેલા માનવીના, વનવાસી માનવીના અને વાનરના આત્મામાં પ્રકારનો ભેદ નથી. માત્ર પાયરીનો છે. અને તેવીજ રીતે જુદી જુદી વનસ્પતિના અને જુદાં જુદાં પ્રાણીના આત્મામાં પણ પાયરીનોજ ભેદ છે. આત્માનાં ઉપર કહેલાં સર્વે લક્ષણ એ સૌમાં છે. કોઇમાં કોઇ લક્ષણ કે તેના ભાગવિભાગ સુષુપ્ત હશે, કોઇમાં જાગ્રત હશે એટલું એજ.

આપણે સહજ અવલોકનથી જોઇ શકીશું કે એ સૌને ખાવાપીવાની ઇચ્છા છે, પોતાનું ખાવાપીવાનું મેળવવા સૌ પ્રયત્ન કરે છે, એ ખાવાપીવાનું લૂંટનારની પ્રત્યે દ્વેષ કરે છે, સૌને સુખદુઃખની લાગણી થાય છે, અને આત્મરક્ષણ અને વંશવર્ધન કરવામાં આવતાં વિઘ્નો ટાળવાનું જ્ઞાન પણ સૌને છે.

પણ આત્માનાં એ લક્ષણોનાં સૂક્ષ્મ સ્વરૂપમાં આપણે ઊતરીશું તો જણાશે કે જુદી જુદી વનસ્પતિમાં અને પ્રાણીમાં એ સ્વરૂપો ઓછે વત્તે અંશે જુદે જુદે પ્રકારે વિકાસ પામ્યાં છે.

વનસ્પતિમાંનો આત્મા બહુ વિકસિત થયો નથી, હજી એના અનેક ગુણ માત્ર સુષુપ્ત દશામાં છે. છતાં કંઇક કંઇક ખીલ્યા છે એ લજ્જાવંતી, અમેરિકાનું માંસાહારી વૃક્ષ, વગેરે ઉદાહરણ આપીને પાછળ આપણે બતાવી ગયા છીએ.

વનસ્પતિના વિકાસથી પ્રાણી થયું, અને પ્રાણીના વિકાસથી માનવી થયો, એટલેજ વનસ્પતિનો દેહ અને આત્મા બંને સાથેજ વિકસીને પ્રાણીનો દેહ અને આત્મા થયો, પ્રાણીનો દેહ અને આત્મા પણ તેવીજ રીતે વિકસીને માનવીનો દેહ અને આત્મા થયો. એ વાત હવે વિગતવાર જોઇએ.

આત્મરક્ષણની અને વંશવર્ધનની પ્રેરણા ઇતર પ્રાણીમાં અને માનવીમાં સરખીજ છે, માનવીમાં જેટલે અંશે પ્રેરણા વિકસીને બુદ્ધિ થઇ છે, તેટલે અંશે તેની પ્રેરણા ઓછી થઇ છે. જે જે પ્રાણીમાં જેટલે અંશે પ્રેરણા વિકસીને બુદ્ધિ થઇ છે, તેટલે અંશે તેની તેની પ્રેરણા ઓછી થઇ છે.

આત્મરક્ષણને માટે આહારની જરૂર સૌને છે, માનવીને પણ છે. પણ તેનામાં બુદ્ધિનો વિકાસ થયો છે, એટલે કેવી રીતે ઉપયોગી આહાર શોધી લેવાય એ જાણી લે છે. પણ બુદ્ધિનો વિકાસજ નહિ, પરંતુ સાથે વિકાર પણ થયો છે; એટલે આત્મરક્ષણને માટે આહારજ નહિ, પરંતુ વિલાસને માટે ભોજન (भुज्=ભોગવવું, આનંદ કરવો) પણ લે છે. આથી એ આત્મરક્ષણને બદલે આત્મભક્ષણ પણ કરે છે.

વંશવર્ધન માટે નરનારીના સંયોગની જરૂર છે. ઇતર પ્રાણી તો સ્વાભાવિક સંયોગથી વંશવર્ધન કરે છે, પણ વાનરની એ પ્રેરણામાંથી વિકસેલી બુદ્ધિમાં વિકાર થયો, એટલે વંશરક્ષણને માટે સંયોગથીજ એ સંતોષ ન પામ્યો, વિલાસને માટે સંભોગ (भुज्=ભોગવવું, આનંદ કરવો) પણ કરવા લાગ્યો. એક વાનર પાંજરામાંથી છૂટી ગયો. કોઇ ઉપાયે એ પાછો પાંજરામાં પેસતો નહોતો. તેનો સ્વભાવ પારખી લેનાર તેને રખવાળે પાંજરાની સામી બાજુએ રંગીન કપડાંવાળી સ્ત્રીને ઊભી રાખી. કામવાસનાથી પ્રેરાઇને વાનર તેની તરફ ગયો.

પાંજરામાં તે સ્ત્રી છે એમ જાણી મૂર્ખ વાનર અંદર પેઠો ને રખવાળે પાંજરું બંધ કરી દીધું! વાનર માનવનારીથી આકર્ષાયો એથી કોઇ આશ્ચર્ય ના પામે. એવા પુષ્કળ વાનર આજેય આફ્રિકાનાં જંગલોમાં છે, જે માનવનારીને એકલી દેખી ઝાડ ઉપરના પોતાના માળામાં ઊંચકી જાય છે. ત્યાં તેને પુષ્કળ ફૂલફળ લાવી આપે છે ને ખવડાવે છે. પણ પછી તેને સંભોગથી છેક થકવી નાખે છે અને છેક નિર્બળ થઇ ગયે તેને પાછી હતી ત્યાં છાનોમાનો નાખી આવે છે. માનવીએ બુદ્ધિનો વિકાસ થતાં વંશરક્ષણને માટે લગ્ન જેવી સુંદર સંસ્થા બાંધી, પણ બુદ્ધિનો વિકાર થતાં એણે સંયોગને કેળવીને વિલાસ માટે સંભોગનું એવું રૂપ આપ્યું કે કંઇ કહેવાની વાત નહિ! ઇતર પ્રાણીમાં પળાતા ઋતુ વગેરે સંયમો પણ તેણે તોડી નાખ્યા. હા! कामातुराणाम् भयम् लज्जा કહેવાનો વખત આવ્યો. અને તોય પશુનાં તે પશુલગ્ન ને માનવીનાં તે ધર્મલગ્ન! માનવીનું શું મિથ્યાભિમાન!

માનવીમાં બુદ્ધિ, તર્ક અને વિવેકનો બહુ વિકાસ થયો છે; બીજાં પ્રાણીમાં એટલો વિકાસ નથી થયો, પણ કંઇક તો થયો છેજ. આપણે સંખ્યા ગણી શકીએ છીએ, ઇતર પ્રાણી પણ ગણી શકે છે; પણ માનવીના જેટલી નહિ. કાગડાને બે સુધીજ ગણતાં આવડે છે. પોતાના માળામાં કાગડીએ બે કરતાં વધારે ઇંડાં મૂક્યાં હોય તો તેમાં બીજાં ગમે તેટલાં ઉમેરાય તોય તે બધાંને સેવે છે. પણ જો બેજ મૂક્યાં હોય તો પછીથી ઉમેરાએલા ઇંડાને માળામાંથી હડસેલી મૂકે છે. લુચ્ચી કોયલ બોટ કાગડાની આ નિર્બળતા જાણે છે, તેથી જે કાગડાના માળામાં બે કરતાં વધારે ઇંડાં હોય છે, તેમાં પોતાનાં ઇંડાં મૂકી આવે છે. કાગડો ને કોયલ એકજ કુટુંબનાં, એટલે એમનાં ઇંડાં પણ ઓળખાય નહિ એવાં સરખાં. બધાં ઇંડાં પોતાનાં જાણીને ભોળો કાગડો તેમને સેવે છે. લુચ્ચી કોયલ કદાપિ પોતાનાં ઇંડાં સેવતી નથી, એ કામ તો એ મૂર્ખ કાગડા પાસેજ કરાવે છે. અને

તેથી તો સંસ્કૃત ભાષામાં એને પરભૃતા કહી છે.

માનવીમાં બુદ્ધિના વિકાસની જ સાથે—તેને જ લીધે, ભ્રમનો—વહેમનો પણ વિકાસ થયો છે. ઇતર પ્રાણીઓમાં પણ વહેમનાં બીજ છે. કૂતરો મધ્ય રાત્રિએ પૂર્ણચંદ્રની સામે જોઇને કોણ જાણે શું ય માનીને ભસે છે!

માનવીમાં બુદ્ધિના વિકાસની જ સાથે—તેને જ લીધે, ડહાપણનો પણ વિકાસ થયો છે. ઇતર પ્રાણીઓમાં પણ ડહાપણનાં બીજ છે. હાથીના ડહાપણની વાતો તો ઘણીયે સાંભળીએ છીએ. વળી એ ઉપકાર ઉપર ઉપકાર કરી જાણે છે. બધાંને કચરતો ગાંડો હાથી ફળ વેચનાર બૈરીની દુકાન પાસે થઇને જતો હતો. એ બાઇ એ હાથીને રોજ ફળ આપતી, તે ઉપકાર યાદ રાખીને રસ્તામાં બેઠેલા તે બાઇના બાળકને પોતાની મદોન્મત્ત દશામાં પણ રસ્તામાંથી ઉપાડીને બાજુએ મૂક્યું ને પછી બીજાંને પકડતો ને કચરતો આગળ ચાલ્યો. આમ એણે એ બાઇનો ફળ આપ્યાનો બદલો ઉપકારથી વાળ્યો. હાથી અપકાર ઉપર અપકાર પણ કરી જાણે છે. એક હાથીએ આહારની શોધમાં એક દરજીની દુકાને સૂંઢ ધરી, દરજીએ તેમાં સોય ખોશી. હાથી ત્યાંથી ચાલ્યો ગયો ને નીકનું ગંદુ પાણી સૂંઢમાં ભરી લાવ્યો. દરજીની દુકાને જઇ સૂંઢમાંનું બધું ગંદુ પાણી દરજી ઉપર ફુંકાયું! વળી હાથીમાં એટલી બુદ્ધિ છે કે લંકામાં એંજિનિયરો તેની પાસે માણસના જેવું કામ લે છે.

માણસમાં સ્મરણશક્તિનો વિકાસ થયો છે. ઈતર પ્રાણીમાં પણ તેનાં બીજ છે. સર્કસનાં બધાં પ્રાણી પોતાને શીખવેલા ખેલ યાદ રાખીને કરે છે. જે પ્રાણીને જ્યાં રોજ ખાવાનું મળે છે, તે પ્રાણી ત્યાં યાદ રાખીને વેળાસર ખાવા જાય છે. જ્યાં માર મળતો હશે, ત્યાં વારંવાર માર ખાધા પછી નહિ જ જાય. માનવી પાસે એનાં

પાળેલાં પ્રાણી નિર્ભય રહેશે. પણ તે સિવાયનાં બીજાં પ્રાણી પ્રત્યે તે હિંસાવૃત્તિથી જુએ છે, એથી તો સૌ એનાથી ડરે છે. નિર્દોષ ગાય-ભેંસની પીઠ ઉપર બેશીને કાગડો, કબૂતર કે ચકલી નિર્ભય રહી રમે છે, પણ એ પક્ષીઓ ભયનાં માર્યાં માનવી પાસે ભૂલ્યે ચૂક્યે ય નહિ જાય. હા! માનવવિકાસ!

સ્પષ્ટ ઉચ્ચારશક્તિને પ્રભાવે માનવીમાં ભાષાનો વિકાસ થયો છે. ઇતર પ્રાણીમાં તેનાં બીજ છે. જે જે ઉચ્ચાર તે બોલે છે, તે તે તેમના શબ્દ છે, તેમને માટે એ શબ્દમાં કંઇ ને કંઇ અર્થ હોય છે. નથી બોલી શકતાં તે પ્રાણીઓ અંગનાં હલનચલનથી પોતાના ભાવ દર્શાવી શકે છે. વાનર ને કૂતરું તિરસ્કાર દેખાડવા દાંતિયાં કરે છે, અને હજી માનવીમાંથી યે એ સ્વાભાવિક રીતિ નાશ નથી પામી! કૂતરું ભયને પ્રસંગે પૂંછડી બે પગ વચ્ચે ઘાલી દે છે. આનંદને, દુઃખને કે ક્રોધને પ્રસંગે કંઈ પણ બોલ્યા વિના પણ માનવીની પેઠે અનેક પ્રાણી પોતાની મુખાકૃતિ વડે પોતાના ભાવ પ્રદર્શિત કરી શકે છે. વળી માનવનર કરતાં માનવનારી જ્યાં ઓછું બોલે છે, ત્યાં પોતાના શરીરમરોડથી ને હાવભાવથી બોલવાનું બોલી નાખે છે. નર કરતાં નારીમાં આ સ્વાભાવિક પ્રેરણા હજી યે વધારે જળવાઈ રહી છે. બીજા અનેક વિષયોમાં તેમજ આ વિષયમાં પણ નર કરતાં નારી વધારે સ્થિતિશીલ છે.

વળી આ સૌ ઉપરથી એમ પણ માનવું પડશે અને નિત્ય નિત્ય અવલોકન કરનારને સ્પષ્ટ રીતે જણાશે કે માનવીને જેમ સુખદુઃખનું ભાન થાય છે તેમ ઇતર પ્રાણીઓને અને વનસ્પતિને પણ થાય છે.

માનવીએ અવનવાં સાધનો વાપરીને પોતાની જ્ઞાનેન્દ્રિયોને નિર્બળ બનાવી મૂકી છે અથવા તો ઇતર પ્રાણીઓએ તેમનો ખૂબ ઉપયોગ કરીને તીવ્ર બનાવી દીધી છે–વિકસાવી દીધી છે. માનવી આંખ વડે બહુ દૂર જોઈ શકતો નથી, ગીધ અને સમળી પદાર્થોને બહુ દૂરથી

સ્પષ્ટ રીતે જોઈ શકે છે. બિલાડી અને વાઘ રાત્રે અંધારામાં જોઇ શકે છે; માનવી એટલું નથી જોઇ શકતો, અને તેમાંય ઇતર જન કરતાં ચોર અંધારામાં કંઈક વધારે જોઇ શકે છે. કૂતરો બહુ દૂરથી વાસ પારખી શકે છે, માનવી કરતાં એની ઘ્રાણશક્તિ બહુ તીવ્ર છે. ઘણા જંતુઓમાં, બિલાડીમાં અને વંદામાં પણ, પોતાની મૂછ વડે વસ્તુ પારખી લેવાની સ્પર્શશક્તિ છે. જેની જે ઇંદ્રિય વધારે ઉપયોગમાં આવી, તેની તે ઇંદ્રિય તીવ્ર બની; ઉપયોગમાં ન આવી તે નિર્બળ થઈ કે નાશ પામી. માનવીની એમ તો કેટલીયે ઇંદ્રિયો નાશ પામી હશે, કે ઇતર પ્રાણીઓની વિકાસ પામી હશે. તોફાન કે વરસાદ આવનાર હોય છે તે પ્રસંગે અનેક જંતુ એ વાત અગાઉથી કળી જાય છે ને તેથી સાવધાન બની જાય છે. વરસાદ થતા અગાઉ કીડીઓ પોતાનાં ઈંડાં દરમાંથી કાઢી લેઈ અમુક સલામત જગાએ લેઇ જાય છે, અને એ જોઇ માણસ અનુમાન કરી લે છે કે હવે વરસાદ આવવાનો છે. પ્રખ્યાત પ્રવાસી હેડીન (Dr. Sven Hedin) જણાવે છે કે મોંગોલિયાનાં ઊંટમાં કોઇ અદ્‌ભુત શક્તિ છે. રણના અમુક કોઇ રણદ્વીપમાં ચારો ચરવા એ ઊંટ જાય. ત્યાંનો ચારો ખૂટી જાય એટલે બીજા રણદ્વીપ તરફ સીધું દોડ્યું જાય, કારણકે હવે ચારો ક્યાં મળશે એ પોતાની કોઇ અદ્‌ભુત શક્તિથી જાણી લે છે. એ બીજો રણદ્વીપ સો કે દોઢસો માઇલ દૂર હોય, તોપણ એ ઊંટ એ રણદ્વીપ તરફ બાણની પેઠે સીધું દોડી જાય છે ને બરાબર ત્યાં જ જઇને ઊભું રહે છે! આ એની શક્તિને કેવી ઇંદ્રિયનું નામ આપી શકીએ? બ્રહ્માણ્ડમાં પોતાને મધ્યબિંદુએ માનનાર—ઈશ્વરે સમસ્ત વિશ્વ મારે માટે જ બનાવ્યું છે એવું અભિમાન લેનાર—માનવીમાં આ અને આવી અનેક ઇંદ્રિયો છે જ ક્યાં? આ ઉપરથી જણાશે કે કેટલીક ઇંદ્રિયોમાં માણસ ઊંચે છે, તો કેટલીકમાં ઇતર પ્રાણી ઊંચે છે.

પોતાનું આત્મરક્ષણ અને વંશવર્ધન સારી રીતે થઇ શકે, એટલા

માટે માનવીએ પોતાની બુદ્ધિ વડે પોતાનો સમાજ બાંધ્યો. ઇતર પ્રાણીમાં પણ સમાજભાવનાનાં બીજ છે. સહજ સ્વભાવથી અનેક પશુપંખી ટોળાં બાંધીને રહે છે. ટોળાંમાં ચરે છે ને પાણી પીવા જાય છે. ભયને પ્રસંગે એકઠાં થઇને આત્મરક્ષણ કરે છે. એમનાં બચ્ચાં સાથે રમે છે ને કલ્લોલ કરે છે. કીડી, મધમાખી, વગેરે પ્રાણીઓમાં સમાજ બાંધવાની શક્તિ ખૂબ વિકાસ પામી છે. કીડીઓ જમીનની અંદર અને મધમાખીઓ મધપૂડામાં આખા સમાજ ને સમાજ બાંધે છે. કીડીઓ ટોળે મળીને બીજીઓ સાથે યુદ્ધ કરવા જાય છે અને પાંચ મિનિટમાં તો લાખો કીડીઓનો સંહાર થઇ જાય છે. પોતાને કોઇ અટકચાળું કરે તો એ મધમાખી તુરત મધપૂડામાંની બધી માખીઓને બોલાવી લાવે છે. એ બધી પોતાના પેલા શત્રુ ઉપર ટોળે મળીને ઊતરી પડે છે ને તુરત જ તેનો નાશ કરી નાખે છે. માનવીમાં ટોળે મળીને યુદ્ધ કરવાનો ગુણ તો ખૂબ જ ખીલ્યો છે એ આપણાથી આજે ક્યાં અજાણ્યું છે? માનવી જ બીજા માનવીને ગુલામ કરી જાણે છે એમ નથી, કીડી કે માખી પણ બીજી કીડીને કે માખીને ગુલામ કરી જાણે છે.

વંશવર્ધનની પ્રેરણાએ માનવીમાં તેમ જ ઇતર પ્રાણીમાં નરનારીનો એક બીજા પ્રત્યેનો અને માતાનો સંતાન પ્રત્યેનો સ્નેહ વિકાસ પામ્યો છે. ચક્રવાક, સારસ વગેરે પક્ષીનો દંપતીસ્નેહ તો કવિજને ખૂબ ગાયો છે. વાનરનારી પોતાના શિશુને ખોળામાં બેસાડી રમાડે છે, તેને શરીરે હાથ ફેરવે છે, તેના માથામાંથી જંતુ વીણે છે, પોતે ખાધા પહેલાં તેને ખવરાવે છે, અને ભયપ્રસંગે તેને છાતીએ વળગાડી દોડી જાય છે, એ બધું જોઇને કોને આનંદ ન થાય? એક વેળા એક જંગલમાં એક ઝાડ ઉપર વાનરનું ટોળું બેઠું હતું. તેમાંનું એક બચ્ચું પાસેના ઝાડ ઉપર રમવા ગયું. એવામાં એ ઝાડ નીચે એક વિકરાળ સિંહ આવી તડૂક્યો. વાનર બધાં ભયભીત બની ગયાં. પણ

પેલા બચ્ચાની માતા કૂદકો મારી તે ઝાડ ઉપર ગઇ. બચ્ચું ગભરાઇ ગયું હતું, સિંહને તરાપ મારવાનીજ વાર હતી. ત્યાં તો વાનરમાતા એવા જોરથી તડૂકી, એવાં દાંતિયાં કર્યાં કે સિંહ તો પળવાર આશ્ચર્યચકિત થઇ ગયો, પળ વાર થંભી ગયો! વાનરમાતા એટલી વારમાં તો કૂદકો મારી બચ્ચા પાસે ગઇ, તેને છાતીએ વળગાડી બીજીજ પળે કૂદકો મારી પોતાના ટોળામાં ભરાઇ ગઇ. ત્યાં જઇને ગમે તો તિરસ્કારમાં કે ગમે તો મશ્કરીમાં સિંહ પ્રત્યે દાંતિયાં કરતી નિરાંતે બેઠી! આ પ્રસંગ જોઇને ડાર્વિને કહેલું કે જે વાનરજાતિમાં આવી શિશુવત્સલ માતા હોય, પોતાના બાળકના રક્ષણ માટે આવું ભયંકર સાહસ કરી જાણતી હોય, તે વાનરજાતિ આપણા પિત્રાઇમાં હોય કે આપણા પૂર્વજમાં પણ હોય, તોયે એ કેવા અભિમાનની વાત! એમાં શરમાવા જેવું તો કશું છેજ નહિ.

માનવીમાં પણ બીજ રૂપે બીજી અનેક શક્તિઓ છે, પણ વિકાસ નથી પામી એટલે પ્રકટ રૂપે દેખાતી નથી, સંસ્કારબળે તે વિકાસ પામશે પણ ખરી. હવે માનવી આકાશમાં ઊડતો થયો છે, ત્યારે ત્યાં આત્મરક્ષણ કરી શકે એવી શક્તિઓ, કોણ કહે છે કે નહિ વિકસે? જેને તરતાં નથી આવડતું તેના કરતાં જેને તરતાં આવડે છે તેનામાં અમુક શક્તિઓ એવી વિકાસ પામી છે, કે પાણીમાં પડતાંજ જાણે પ્રેરણાશક્તિ હોય એમ તેના હાથપગ અનાયાસજ હાલે છે ને તે પોતાનું શરીર પાણી ઉપર તરતું રાખી શકે છે.

કેટલાક માને છે કે આહાર, નિદ્રા, ભય અને મિથુન ઇતર પ્રાણીમાં અને માનવીમાં સામાન્ય છે; પણ માનવીમાં ધર્મ છે, ઇતર પ્રાણીમાં ધર્મ નથી, માટે તે ઇતર પ્રાણી કરતાં ઊંચે છે. પણ ધર્મ એટલે શું? સમાજને વ્યવસ્થિત ધારણ કરી રાખે તે ધર્મ. ત્યારે જે પ્રાણીઓ બુદ્ધિપૂર્વક સમાજ બાંધે છે, વિવેકપૂર્વક ચલાવે છે,

અપત્યસ્નેહ જાણે છે, દમ્પતીસ્નેહ જાણે છે, માનવી કરતાં વધારે દઢતાથી એકપત્નીવ્રત કે એક પતિવ્રત પાળે છે, પોતાની ઋતુમાં જ વંશવર્ધન માટે સંયોગ સેવી બાકી આખા વર્ષમાં બ્રહ્મચર્ય પાળે છે, તેમનામાં ધર્મ નથી એમ કોણ કહેશે?

'હું છું' એવું આત્મજ્ઞાન, હિંદુ દર્શનશાસ્ત્રમાં જેને 'અહંકાર' કહ્યો છે, તે આત્મજ્ઞાન માનવીમાં સ્પષ્ટ રીતે વિકાસ પામ્યું છે. બીજાં પ્રાણીઓમાં એનો એટલો સ્પષ્ટ વિકાસ નથી દેખાતો, પણ તેના અંશ અનેક પ્રાણીમાં છે. બીજરૂપે તો વનસ્પતિમાં પણ છે જ.

આ બધા ઉપરથી જાણી શકાશે કે વનસ્પતિમાં, ઇતર પ્રાણીમાં અને માનવીમાં પ્રકૃતિ અને પુરુષ–દેહ અને આત્મા–સાથસાથે જ વિકાસ પામે છે. હવે એ વિષે હજી જરા ઊંડા ઊતરીએ.

રોગશાસ્ત્રના ( Pathology ) અભ્યાસથી જણાશે કે શરીરનું કોઇ અંગ નાશ પામે છે, તો તેની અંદર રહેલી શક્તિ પણ સાથે જ નાશ પામે છે. ઘ્રાણેન્દ્રિયનો નાશ થતાં ઘ્રાણશક્તિ પણ નાશ પામે છે, ને તેટલા પૂરતું આત્મજ્ઞાન પણ નાશ પામે છે. અમુક તંતુઓ નાશ પામે છે ત્યારે બુદ્ધિ પણ નાશ પામે છે, માણસ બેવકૂફ બને છે.

કૂતરાના મગજનો આગલો ભાગ કાઢી લેવામાં આવે, તો ત્યાંના બુદ્ધિતંતુઓ નીકળી જતાં આહાર શોધવા જવાનું તેનું જ્ઞાન કે ભાન નાશ પામે છે. આથી તે એક ઠેકાણે પડ્યો રહે છે, પણ તેને આહાર આપવામાં આવે તો કેટલાક માસ સુધી જીવી શકે ખરો. જો તેના મગજનો પાછલો ભાગ કાઢી લેવામાં આવે, તો ત્યાંના ચલનશક્તિના તંતુઓ નીકળી જતાં આહાર શોધવા એ તરફડીઆં મારે છે, પણ તેનાથી શોધવા જવા ઊઠી શકાતું નથી. તેની ચાલવાની શક્તિ નાશ પામે છે, પડ્યો પડ્યો તરફડે છે ને અંતે એ મરી જાય છે. તેવી જ રીતે માનવીના શરીરમાં પણ અમુક શક્તિના તંતુ કોહવાઈ જાય કે

કપાઇ જાય તો પછી તે શક્તિ પણ સાથે જ નાશ પામે છે. હાથમાં રહેલા જ્ઞાનતંતુ, જે મગજને ખબર પહોંચાડે છે તે, નાશ પામે તો તે હાથ બળીને ભસ્મ થઇ જાય તોય મગજને ખબર પડે નહિ ને તેને તેનું કશું દુઃખ થાય નહિ.

આ તંતુઓની સંદેશવાહક શક્તિ મગજને ખબર પહોંચાડવા માટે દર સેકંડે ત્રીશ ફીટની ગતિથી દોડે છે. ત્રણસો ફીટ લાંબો મગરમચ્છ પડ્યો હોય, તેને પૂંછડે ગોળી વાગે તો તેની ખબર તેના મગજને પહોંચતાં દશ સેકંડ લાગે. પછી મગજ પૂંછડાને ઊંચકી હલાવવાનો હુકમ આપે, તે પૂંછડાના તંતુ સુધી પહોંચતાં બીજી દશ સેકંડ લાગે, અર્થાત્ ગોળી વાગ્યા પછી વીશ સેકંડે તેનું પૂંછડું તરફડવા માંડે. પણ તે દરમિયાન જ તેના મગજ ઉપર ગોળી લાગી જાય તો પરિણામ જુદું જ આવે. પૂંછડાને ગોળી વાગી છે એવા સમાચાર પહોંચતા પહેલાં જ તેના મગજમાં ગોળી વાગે તો પૂંછડાને ઊંચકી લેવાનો હુકમ આપતા પહેલાં જ તેનો નાશ થાય, અને ત્યાર પછી થોડો વખત મગરમચ્છ જીવે તોય તેની પૂંછડી તરફડે નહિ. પૂંછડાને ગોળી વાગ્યાના સમાચાર પહોંચ્યા પછી અને તેને ઊંચકી લેવાનો હુકમ આપ્યા પછી તેના મગજમાં ગોળી વાગે તો વખતે તે તુરત મરી જાય, પણ મરતાં મરતાંય પૂંછડાને ઊંચકી લે.

વળી આત્મજ્ઞાનના બીજા પણ ચમત્કાર છે; માણસ દારૂ વગેરે કેફી વસ્તુઓ પીએ છે, ત્યારે એ મૂર્ચ્છા પામે છે, કે ભાન ભૂલે છે ને ગાંડો થાય છે. કોણ મૂર્ચ્છા પામે છે? કોણ ગાંડો થાય છે? ઊંઘમાં પ્રાણીને આત્મજ્ઞાન રહેતું નથી. છતાંયે માણસ અનેક વાર વિનાભાન ઊંઘમાં ચાલે છે. અતિશય દુઃખથી કે અકસ્માત્ સમાચારથી માનવી મૂર્ચ્છા પામી પડે છે તે સમયે પણ તેનું આત્મજ્ઞાન સુપુપ્ત દશામાં જઈ પડે છે. રોગી ઉપર પ્રયોગ કરવાને તેને ક્લોરોફોર્મ સૂંઘાડવામાં આવે છે ત્યારે પણ એનું આત્મજ્ઞાન લુપ્ત થઇ જાય છે.

ત્યારે એ આત્મજ્ઞાન ક્યાં જાય છે? ખરેજ ક્યાંક જાય છે કે સુષુપ્ત દશામાં જઇ પડે છે? ખરેજ એ આત્મજ્ઞાન શરીરથી જુદું છે?

અને આત્મજ્ઞાન શરીરથી જુદું છે, એમ કહો તો અનેક પ્રશ્ન ઊભા થશે. આપણું શરીર નીરોગ હોય છે, ત્યારે મન પણ સુખી રહે છે, આત્મા પણ બળવાન બને છે. તેમજ વળી આત્મા બળવાન હોય છે, ત્યારે પણ મન સુખી રહે છે અને શરીર નીરોગ બને છે. સાહેબનાં કપડાં પહેર્યાથી કે ભાડાની મોટરમાં બેસાથી કેટલાકનાં મન પ્રસન્ન બને છે. શરીર દુ:ખથી રિબાતાં આત્મા કાયર અને ચિડીઓ બની જાય છે. મન અને શરીર ઉપર થતી ક્રિયાઓથી એક બીજા ઉપર પણ અસર થાય છે એનાં બીજાં ઉદાહરણ તો અનેક છે. બાળકો અને નિર્બળ મનનાં મોટાં માણસ પણ રાત્રે સ્વપ્ન આવતાં પથારીમાં પેશાબ કરી દે છે. મનમાં કામવાસના જાગ્રત થતાં શરીરનાં અમુક અંગ ઉપર અસર થાય છે; અમુક અંગ ચોળાતાં મનમાં કામવાસના જાગ્રત થાય છે. વળી સંભોગનું સ્વપ્ન આવતાં ઊંઘમાંજ વીર્યપાત થઇ જાય છે. આ બધાથી એમ નથી લાગતું કે દેહ અને આત્મા જુદા પડી શકે એમ છેજ નહિ?

વળી આત્મજ્ઞાનનો બીજો એક ચમત્કાર: કોઇ કોઇ માણસને દ્વિવિધ આત્મજ્ઞાન–બેવડું આત્મજ્ઞાન વારાફરતી હોય છે. અમુક માણસ માને છે ને કહે છે કે હું હરિલાલ છું. તે પોતાનાં સૌ કાર્ય બુદ્ધિપૂર્વક ડાહ્યા માણસની પેઠે કરે છે. પોતાના મિત્ર મોતીલાલને કાગળ લખે છે ને તેમાં 'લિ. હરિલાલ, દા. પોતે' એવી સહી કરે છે. અમુક દિવસો પછી ઓચિંતો તે માને છે અને કહે છે કે હું તો હીરાલાલ છું. પોતાના મિત્ર મોતીલાલને તો એ દેખ્યેય ઓળખતો નથી, તેનું નામ તો જાણેજ શેનો? આ સ્થિતિમાં પણ એ પોતાનાં સૌ કાર્ય બુદ્ધિપૂર્વક ડાહ્યા માણસની પેઠે કરે છે. વળી થોડા દિવસ કે થોડા માસ કે થોડાં વર્ષ પછી પાછો ઓચિંતો તે હરિલાલ બની

જાય છે. હરિલાલનાં અધૂરાં રહેલાં સૌ કાર્ય જાણે ગઇ જ પળે પોતે અધૂરાં મૂક્યાં હોય એમ કરવા માંડે છે, સૌ કાર્યવ્યવહાર હરિલાલના જ કરે છે. મિત્ર મોતીલાલને મળવા જાય છે, તેની સાથે અધૂરો રહેલો પત્રવ્યવહાર ચાલુ કરે છે. પોતે હીરાલાલ હતો એ કેવળ ભૂલી જાય છે, કોઇ એ વાત એને કરે છે, તો પોતે કદી યે હીરાલાલ હતો એની સાફ સાફ ના જ પાડે છે. આમ પોતાના જીવનમાં તે અનેક વાર હરિલાલ બને છે, અનેક વાર હીરાલાલ બને છે. અને વખતે જન્મ વખતનો હરિલાલ વૃદ્ધાવસ્થામાં હીરાલાલ રૂપે પણ મરે છે. આને વિષે શું માનવું? શું એક શરીરમાં બે આત્મા માનવા? કે તેના મગજના જ્ઞાનતંતુઓમાં વિકાર થયે એ બે આત્માવાળો દેખાય છે એમ માનવું?

અને જે સ્ત્રીઓને ભૂત આવે છે, તેના એક આત્મામાં બીજો આત્મા દાખલ થઇને પહેલા આત્માને ધકેલી કાઢે છે એમ માનવું? કે એ સ્ત્રીના મગજમાં વિકાર થયો છે એમ માનવું? ઘણી સ્ત્રીઓ રાતે ઊઠીને ડાહી સ્ત્રીની પેઠે જ દળે છે અને એનું એને ભાન ન રહ્યાથી સવારે ઊઠીને ભૂતને માથે પાડે છે! બેવડા આત્મજ્ઞાનના આ કેવા ચમત્કાર!

યુરોપમાં બે ભાઇ હતા. નાનો ભાઇ મોડી રાત સુધી કંઇ પુસ્તક વાંચતો, મોટો ભાઇ વહેલો સૂતો. એક વાર મોડી રાતે મોટો ભાઇ ઊંઘમાંથી ઊઠ્યો ને સગડી સળગાવી ચા મૂકવા લાગ્યો. નાના ભાઇએ પૂછ્યું: "આટલી ભાગી રાતે ચા કેમ મૂકો છો?" મોટા ભાઇએ ઉત્તર દીધો: "એ તો સહજ ચા પીવાનું અત્યારે મન થયું." ચા સારી રીતે તૈયાર કરી, પોતે પીધી ને નાના ભાઇને પણ ધરી. પછી સગડી વગેરે પાછું વ્યવસ્થિત રીતે ઠેકાણે કરી સૂઇ ગયો. સવાર થતાં બંને ભાઇ વાતચીત કરવા લાગ્યાં. વાતમાં ને વાતમાં નાના ભાઇએ પૂછ્યું: "રાતે એટલે મોડેથી તમને ચા પીવાનું કેમ મન થયું?" મોટા ભાઇએ આશ્ચર્યચકિત થઇ ઉત્તર

દીધો: "ના ભાઇ, ચા શી ને વાત શી!" "અરે ના શું? મોડી રાતે તમે ઊઠયા, સગડી ચેતાવી, ચા બનાવી, પીધી, મને પણ ધરી ને પછી સગડી વગેરે પાછું ઠેકાણે પાડી સૂઇ ગયા. મેં મારી આંખોએ બધું જોયું ને?" નાના ભાઇએ બધું વર્ણવી બતાવ્યું. મોટા ભાઇએ તો નકાર જ ભણ્યો: "મેં તો ચા બનાવીયે નથી ને પીધીયે નથી. ને ગઇ રાતે તો એવું ઊંઘ્યો કે સૂતો ત્યારથી સવાર થયા ત્યારે જ જાગ્યો. કંઇ વર્ષો થયાં એવી શાન્ત ઊંઘ આવી નથી." નાના ભાઇએ ઘણી ઘણી યુકિતઓ કરી, પણ મોટા ભાઇને ચા પીવાની વાત યાદ આવે જ નહિ. ઘણું કરીને જૂઠું બોલે નહિ એવો ભાઇ આમ કેમ બોલે છે એ નાના ભાઇથી સમજી શકાયું નહિ ને તેથી એ ચકિત થયો. પછી તો દહાડા જતે એ વાત વિસારે પડી. વળી ફરી છએક મહિને તે જ પ્રમાણે રાતે ઊઠીને મોટા ભાઇએ ચા પીધી. ફરી ચાર મહિને, પછી બે મહિને, પછી દશ દિવસે ને પછી રોજ મોટો ભાઇ મોડી રાત્રે ચા પીએ ને પછી સૂઇ જાય, સવારે તેમાંનું કશુંય તેને યાદ રહે નહિ! આવી સ્થિતિમાં તેનાથી તેની પત્નીને ગર્ભ રહ્યો અને ત્યાર પછી થોડે જ દિવસે તે મરણ પામ્યો. પૂરે માસે તેની પત્નીએ પુત્રને જન્મ આપ્યો. પિતાના મરણ પછી જન્મેલો પુત્ર મોટો થયો અને પિતાની ઉમરે આવતાં એ પણ રાત્રે ચા પીવા ઊઠયો! તેના કાકાએ જોયું કે પિતાના સંસ્કાર પુત્રમાં ઉતર્યા છે. પિતાની પેઠે તેને પણ ધીરે ધીરે રોજ મોડી રાત્રે ચા પીવાની ટેવ પડી. એને પણ રાત્રે ચા પીધાની વાત સવારે યાદ નહોતી રહેતી.[1]

---

૧ આ અને ઉપરની હરિલાલની રૂપાન્તર કરેલી વાત યુરોપમાં બનેલી. મેં સ. ૧૯૧૦માં મોરબીમાં Illusions and Hallucinations (ભ્રમ અને ભ્રમણા) પુસ્તકમાં વાંચેલી તેને આધારે અહીં મૂકી છે. પુસ્તકના લેખકનું નામ યાદ નથી.

આ પણ દ્વિવિધ આત્મજ્ઞાનનો ચમત્કાર. વળી આ વાત નો એમ પણ સાબિત કરે છે કે પિતાના એવા સંસ્કાર પણ પુત્રમાં ઊતરે છે. ઉમરની અવસ્થા પ્રમાણે માતાપિતાની શારીરિક તેમજ માનસિક સ્થિતિમાં થતા ફેરફાર પુત્રમાં પણ થતા જણાય છે. એક જ માબાપનાં જુદે જુદે કાળે જન્મેલાં બાળકોમાં માબાપના એ ફેરફાર જણાઈ આવે છે. સાથે જન્મેલાં બાળકોની આકૃતિપ્રકૃતિમાં ઘણું સામ્ય હોય છે. સાચું જ છે કે

अंगादंगात्संभवसि हृदयादधिजायसे ।
आत्मा वै पुत्रनामाऽसि स जीव शरदः शतम् ॥
निरुक्त ३ : ४ ॥

"તું મારા અંગેઅંગમાંથી ઉત્પન્ન થયો છે, મારા હૃદયમાંથી તું ઉત્પન્ન થયો છે, મારો આત્મા જ તું પુત્ર નામ ધારણ કરીને અવતર્યો છે. સો વર્ષનો થજે."

વળી, કવિ કાળિદાસ પોતાના રઘુવંશમાં અજના જન્મ વિષે કહે છે કે :

रूपं तदोजस्वि तदेव वीर्यं
तदेव नैसर्गिकमुन्नतत्वम् ।
न कारणात्स्वाद्विभिदे कुमारः
प्रवर्तितो दीप इव प्रदीपात् ॥

पंचमः सर्गः ॥ ३७ ॥

"એ જ રૂપ, એ જ તેજ, એ જ શૌર્ય, એ જ નૈસર્ગિક ઉન્નતત્વ, રઘુમાં અને કુમારમાં (પિતાપુત્રમાં) જરાય તફાવત નથી, જાણે દીવામાંથી બીજો દીવો પ્રકટ્યો હોય."

જન્મ પછી બાળકોને એક જ પ્રકારના સંસ્કાર મળ્યે જાય તો તેમની આકૃતિપ્રકૃતિનું સામ્ય કાયમ રહે. પણ એક જ પ્રકારના સંસ્કાર મળવા અશક્ય છે, જરા જરામાં ફેર પડી જ જાય.

આ બધી હકીકતો સાબિત કરે છે કે તત્ત્વની પ્રકૃતિનો જેમ જેમ વિકાસ થતો જાય છે, તેમ તેમ સાથે સાથેજ તેના પુરુષનો પણ વિકાસ થતો જાય છે. વનસ્પતિના દેહમાંથી વિકાસ પામીને ઇતર પ્રાણીનો અને તેમાંથી વિકાસ પામીને માનવીનો દેહ બન્યો, સાથે સાથેજ વનસ્પતિના આત્મામાંથી વિકાસ પામીને ઇતર પ્રાણીનો અને તેમાંથી વિકાસ પામીને માનવીનો પણ આત્મા બન્યો. એટલે અનેક પેઢીનાં માબાપના સંસ્કારનો સરવાળો-બાદબાકી ને ગુણાકાર-ભાગાકારનું જે પરિણામ આવે તે જન્મસમયે બાળકનો દેહ અને આત્મા–સમસ્ત બાળક. વળી એ પણ યાદ રાખવા જેવું છે કે જનેતાએ જનક સાથેના સંયોગથી ગર્ભ ધારણ કર્યા પૂર્વે કોઇ ઇતર પુરુષ સાથે સંયોગ કર્યો હોય તો તે ઇતર પુરુષના પણ સંસ્કાર ગર્ભ અને પરિણામે બાળક ઉપર પડે છે.

સારાંશ કે તત્ત્વના એકે એક પરમાણુમાં, વનસ્પતિમાં, ઇતર પ્રાણીમાં અને માનવીમાં આત્મા છે, દેહની સાથેજ તે વિકાસ પામે છે, દેહથી જુદો પડી શકતો નથી. મરણ સમયે દેહ પોતાની પરમપ્રકૃતિમાં, સાથે જ આત્મા પણ પોતાનાં પરમાત્મામાં–પરમપુરુષમાં ભળી જાય છે. તત્ત્વ તત્ત્વમાં ભળી જાય છે. તત્ત્વ અમર છે, નિત્ય છે–તેની પ્રકૃતિ અને પુરુષ પણ તેથી અમર છે, નિત્ય છે. તેની પ્રકૃતિ–દેહ અને પુરુષ–આત્મા સાથસાથેજ રૂપાન્તર પામે છે. આ બધું તત્ત્વને અવિચળ નિયમે બને છે, ઇશ્વર જેવા કોઇ બહારના નિયામકની જરૂર નથી એ હવે સમજાયું હશે.

## અધ્યાય ૮

### આત્માનું અમરત્વ–તેનો પૂર્વજન્મ અને પુનર્જન્મ

ત્રીજા અધ્યાયમાં જણાવ્યું છે તેમ "ઊંઘતા માણસનું શરીર શબ પેઠે એક ઠેકાણે પડ્યું રહે છે, છતાં દિવસની ભ્રમણાને લીધે સ્વપ્નમાં તે પોતાને દિવસનાં કામકાજમાં દેખે છે. એ આદિમાનવ પણ જાણે નદીપર્વતમાં રખડતો હોય કે શિકાર ખેલતો હોય એમ સ્વપ્નમાં દેખે. આથી એણે કલ્પી લીધું જે આ જડ શરીરમાંથી નીકળી દૂર ભ્રમણ કરી શકે એવો મારામાં જીવ છે . . .; વળી કલ્પી લીધું કે માણસના મુઆ પછી પણ તેનો આત્મા ત્યાં ભ્રમણ કરે છે." આમ આદિમાનવે આત્માની કલ્પના કરી લીધી, અને વળી તે અમર છે એવી પણ કલ્પના સાથે કરી લીધી.

ઈશ્વરભાવની સાથે આ આત્માભાવનો પણ વિકાસ થયો. માનવી જેમ જેમ સુધરતો ગયો, તેમ તેમ તે આ ભ્રમનો પણ વિકાસ કરતો ગયો. હિંદુઓએ માન્યું કે મરણપ્રસંગે શબ અહીં પડ્યું રહે છે અને આત્મા દેહમાંથી નીકળી પોતાનાં કર્મ પ્રમાણે સ્વર્ગ કે નરકમાં જાય છે, અથવા ચંદ્રલોકમાં જઇ ત્યાંથી પાછો કોઇ પ્રાણીયોનિમાં કે માનવયોનિમાં પુનર્જન્મ લે છે. આથી તે શબને નિરર્થક ગણી બાળી મૂકે છે.

ખ્રિસ્તીઓ ને મુસલમાનો માને છે કે આત્મા પુનર્જન્મ નથી લેતો, પણ ક્યામતને રોજ બધા આત્મા કબરમાંથી ઊઠશે ને ઈશ્વર તેમનો ન્યાય કરી તેમને સદાને માટે સ્વર્ગમાં મૂકશે કે નરકમાં નાખશે. આથી તેઓ શબને બાળીને તેનો નાશ નથી કરતા, પણ કબરમાં દાટી રાખે છે. પ્રાચીન મિસરીઓ તો શબને હજારો વર્ષ સાચવી રાખવા તેમાં અમુક પ્રકારના જંતુનાશક પદાર્થ ભરતા. તે શબ આજે પણ મળી આવે છે. પૂર્વે ગ્રીક લોક શબને અગ્નિદાહ દેતા, પણ તેમણે ખ્રિસ્તી ધર્મની દીક્ષા લીધા પછી એ દાટવા લાગ્યા.

ચાલ્યા ગએલા આત્માને સુખી કરવાને માટે ગુરુઓએ કંઇ કંઇ વ્યવસ્થાઓ કરવા માંડી, કંઇ કંઇ ક્રિયાકાણ્ડ ઊભા કર્યા. મરનારના પુત્રો પાસે શ્રાદ્ધ કરાવવા માંડ્યાં, તર્પણ કરાવવા માંડ્યાં, તે પ્રસંગે બ્રહ્મભોજન પણ શરૂ કરાવ્યાં, શય્યા ભરાવી ને તેમાં મરનારની સર્વે પ્રિય વસ્તુઓ મુકાવી, મરનાર સ્વર્ગમાં જતાં વૈતરણી સહેલાઈથી તરી શકે એટલા માટે ગોદાન પણ કરાવ્યું. બ્રાહ્મણગુરુઓએ શ્રદ્ધાથી શરૂ કરાવેલા શ્રાદ્ધને સ્વાર્થબળે ગોદાન સુધીનાં ધતિંગે પહોંચાડ્યું.

સ્વર્ગમાં મરનારને પત્ની પણ જોઇએ, એટલે તેની ચિતામાંજ તેની વિધવાને બાળી મૂકવાની યોજના કરી અને તેને સતીનું મોટું નામ આપ્યું. ગ્રીક વિધવાઓ પણ પૂર્વે સતી થતી. સતી ન થનાર પત્નીએ સ્વર્ગમાંના પોતાના પતિને યાદ રાખીને વૈધવ્ય પાળવું રહ્યું! પત્નીને સ્વર્ગમાં પતિની જરૂર નહિ પડતી હોય, તેથી ઉસ્તાદ ગુરુઓએ—એ પુરુષગુરુઓએ—પત્ની પાછળ પતિને બળી મરવાની—સતા થવાની જરૂર ન માની, ન તો તેમણે વૈધુર્ય પાળવાની પણ જરૂર માની!

જાપાન આટલું સુધરેલું મનાય છે, પણ ત્યાં ય રાજા મરતાં તેની પાછળ તેના પ્રધાન વગેરે મોટા માણસોને આત્મહત્યા કરવી

પડે છે. ત્યાં મોટા લોકની કબરમાં તેના શબ સાથે તેની પ્રિય વસ્તુઓ દાટવામાં આવે છે. અનેક જંગલી જાતિઓ મરનાર સંબંધીજનના શબ સાથે કબરમાં તેનાં પ્રિય ધનુષબાણ દાટે છે

ખ્રિસ્તી ધર્મગુરુ કબરમાં ઉપયોગી વસ્તુઓ નકામી દાટી દે એવા મૂર્ખ નથી. એ તો બ્રાહ્મણગુરુ કરતાંય ઉસ્તાદ છે. મરનારને કઈ કઈ વસ્તુ સ્વર્ગમાં જોઈશે એની યાદી ખ્રિસ્તી ધર્મગુરુ મરનારનાં સગાં પાસે કરાવે છે. એ સૌ વસ્તુની મનમાની કિંમત આંકી એટલા પૈસા રોકડા લે છે અને એના બદલામાં કાગળના ટુકડા ઉપર એ વસ્તુઓની યાદી કરી, એટલી વસ્તુઓ એને સ્વર્ગમાં આપવાની ઈશ્વર ઉપર હૂંડી લખી આપે છે! મૂર્ખ સંબંધીજનો એ હૂંડી મરનારના શબ સાથે કબરમાં દાટે છે. તે બધું તેને સ્વર્ગમાં મળશે એમ માનીને એ સંતોષ માને છે ને આનંદ માણે છે.

પલિત (पल् પળાવું, જવું, વધવું) એટલે પંથે પળેલું. ભૂત (भू થવું) એટલે કે થઈ ગએલું અને પ્રેત (प्र + इ ચાલતા થવું) એટલે ચાલતું થએલું, એવા શબ્દોના શુદ્ધ અર્થને છોડી લોક ભૂતપલિતને માનવા લાગ્યા ને તેના વળગાડને માની ત્રાસવા લાગ્યા. લોભિયા વસે ત્યાં ધુતારા ભૂખે મરતા હશે? આ વળગાડને કાઢવા બ્રાહ્મણના નાના ભાઈ ભૂવા ઊભા થયા, તેમણે અજ્ઞાન શ્રદ્ધાજડ લોકને ધૂતવા માંડ્યા.

અને સ્વર્ગમાં કે નરકમાં પોતાનાં કર્મ ભોગવી રહ્યા પછી પાછો તે આત્મા મનુષ્યયોનિમાં કે ઇતર યોનિમાં જન્મ લે છે એમ પણ મનાયું. ગીતા કહે છે:

> वासांसि जीर्णानि यथा विहाय
> नवानि गृह्णाति नरोऽपराणि ।
> तथा शरीराणि विहाय जीर्णा-
> न्यन्यानि संयाति नवानि देही ॥ २ : २२ ॥

"માણસ જેમ જૂનાં વસ્ત્રને ઉતારી દેઇને બીજાં નવાં પહેરે છે, તેમ જ આત્મા જૂનાં શરીરને ઉતારી દેઇને બીજાં નવાં ધારણ કરે છે." અને એક જન્મનાં કર્મને અનુસાર ઈશ્વર તેને નવા નવા અવતાર આપ્યે જાય છે. કર્મનો ક્ષય તેનાં ફળ ભોગવ્યે જ થાય છે, એટલે દરેક પ્રાણીને પોતાનાં ફળ ભોગવવા જ દેવાં; એમાં આડખીલી નાખીને—એમની ઉપર દયા કરીને—એમનાં કર્મ લંબાવવાં નહિ, એમ પણ તેરાપંથ નામે એક જૈન સંપ્રદાય કહે છે! એવી રીતે દયા કરવી એને એ સંપ્રદાય પાપકર્મ માને છે! આમ જગતમાંથી દયાવૃત્તિનો નાશ કરનાર પણ ધાર્મિક સંપ્રદાય છે!

ત્યારે હવે પ્રશ્ન થાય છે: શું આત્મા પોતાનાં કર્મને અનુસરી સ્વર્ગે કે નરકે જાય છે? સ્વર્ગ કે નરક હશે? ક્યાં હશે? આત્માને શ્રાદ્ધતર્પણ કે કબરમાં દાટેલું પહોંચતું હશે? તે એક યોનિમાંથી બીજી યોનિમાં જન્મ લેતો હશે? અને આ બધી વ્યવસ્થા શું ઈશ્વર કરે છે?

પાછળના અધ્યાયોમાં વારંવાર જણાવ્યું છે તે પ્રમાણે તત્ત્વ નિત્ય છે, અજરામર છે, અનાદ્યનંત છે; તેથી પ્રકૃતિ અને પુરુષ એ તત્ત્વના બે ગુણ પણ નિત્ય છે, અજરામર છે, અનાદ્યનંત છે. તત્ત્વના એ બે ગુણનાં જે રૂપાન્તર થાય છે, તે બેશક નાશવંત છે—રૂપાન્તરને પાત્ર છે. સ્થૂલ ઉદાહરણ લઇએ: સોનું નાશવંત નથી; તેના ઘાટ નાશવંત છે. રૂપાન્તરને પાત્ર છે. સોનાના ઘાટ ઘડાય છે. તેમાં સોનાના ગુણ આવે છે—પીળાશ પણ આવે છે, કઠણાશ પણ આવે છે. એ ઘાટ નાશ પામી તેનું રૂપાન્તર થાય છે, ત્યારે પીળાશ પણ રૂપાન્તર સાથે જાય છે, કઠણાશ પણ રૂપાન્તર સાથે જાય છે. મૂળ ઘાટની પીળાશ નાશ પામે ને કઠણાશ કાયમ રહે એમ કદાપિ બની શકતું નથી. ગુણીથી ગુણ કદાપિ જુદો પડતો નથી. સોનું હશે ત્યાં સુધી તેની સાથે ને તેના કોઇ પણ રૂપાન્તર—ઘાટ

સાથે પીળાશ ને કઠણાશ રહેવાનીજ રહેવાની. તેવીજ રીતે નિત્ય તત્ત્વનાં પ્રકૃતિ અને પુરુષ નિત્ય છે, તેનાં રૂપાન્તર–ઘાટ નિત્ય નથી; એ નાશને પાત્ર છે, રૂપાન્તરને પાત્ર છે; અર્થાત જ પ્રકૃતિ ને પુરુષનાં રૂપાન્તર પણ નાશને પાત્ર છે, રૂપાન્તરને પાત્ર છે. તત્ત્વની પ્રકૃતિ રૂપાન્તર પામી ક્રમે ક્રમે માનવીનો દેહ બંધાયો, તેનો પુરુષ રૂપાન્તર પામી ક્રમે ક્રમે માનવીનો આત્મા બંધાયો. આમ માનવીનો દેહ નાશને ને રૂપાન્તરને પાત્ર છે, ત્યારે એનાથી કદાપિ જુદો ન પડી શકતો તેનો આત્મા પણ નાશને અને રૂપાન્તરને પાત્ર કેમ નહિ? છેજ. દેહ–પ્રકૃતિ તત્ત્વને સ્વાભાવિક નિયમે જેમ જેમ જે રૂપ ધારણ કર્યે જાય છે, તેમ તેમ તેને અનુકૂળ રૂપ આત્મા–પુરુષ પણ ધારણ કર્યેજ જાય છે. દેહમાં વિક્રિયા થયાથી અને ત્યારે સાથેજ આત્મામાં પણ વિક્રિયા થયાથી રાસાયણિક ક્રિયા ચાલુ રાખવાને તે અયોગ્ય બની જાય છે, એટલે બંને પોતાનાં કાર્ય કરવાને અસમર્થ બની જાય છે, બંનેની દશા સુષુપ્ત જેવી થઇ જાય છે. આ સ્થિતિને 'મૃત્યુ' કહીએ છીએ. તે વારે આત્માનાં તત્ત્વ પોતાના મૂળતત્ત્વમાં–પુરુષમાં–ભળી જાય છે. શબને બાળીએ કે દાટીએ કે ગમે તે કરીએ, એનાં તત્ત્વ પણ પોતાના મૂળતત્ત્વમાં–પ્રકૃતિમાં–ભળી જાય છે. આમ તત્ત્વમાં તો પ્રકૃતિ અને પુરુષ અમર છેજ, પણ તેનાં થતાં રૂપાન્તર–દેહ અને આત્મા–અમર નથી, રૂપાન્તરને પાત્ર છે.

આવી સ્થિતિમાં દેહમાંથી આત્મા નીકળીને પુનર્જન્મ લે એ કેમ સંભવે? અને તેથી પ્રાચીન વિચારક ચાર્વાકે ઠીકજ કહ્યું છે કે भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः? દેહ બળીને રાખ થઇ ગયા પછી પુનર્જન્મ ક્યાં? પોતાના મૂળતત્ત્વમાં ભળી ગએલા આત્માને ચંદ્રલોકમાં જવાનું ક્યાં? સ્વર્ગમાં કે નરકમાં જવાનું ક્યાં? બીજો અવતાર ગ્રહી પશુ યોનિમાં લેવાનો પણ ક્યાં? ક્યામતને રોજ ઊઠવાનું ક્યાં ને ઇશ્વરનો ન્યાય પામવાનો પણ ક્યાં? એ આત્મા

પોતાના તત્ત્વમાં—પુરુષમાં ભળી ગયા પછી તેને શ્રાદ્ધમાં કે તર્પણમાં આપેલી, અને તેની સાથે કબરમાં દાટેલી કે ચિતામાં બાળેલી વસ્તુઓ અને સતી થનાર પત્ની પણ મળવાની ક્યાં? ચાર્વાકે ઠીક જ કહ્યું છે, કે

न स्वर्गो नाऽपवर्गो वा नैवात्मा पारलौकिकः ॥

मृतानामपि जन्तूनां श्राद्धं चेत्तृप्तिकारणम् ।
गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेयकल्पनम् ॥

स्वर्गास्थिता यदि तृप्तिं गच्छेयुस्तत्र दानतः
प्रासादस्योपरिस्थानमत्र कस्मान्न दीयते ॥

ततश्च जीवनोपायो ब्राह्मणैर्विहितस्त्विह ।
मृतानां प्रेतकार्याणि न त्वन्यद्विद्यते क्वचित् ॥

"સ્વર્ગ નથી, નરક નથી, ત્યાં જનારો કોઇ આત્મા ય નથી. મરેલાંને શ્રાદ્ધથી જો તૃપ્તિ થતી હોય, તો પરદેશ જનારને ભાથું જ બંધાવવું શું કામ? સ્વર્ગે જનારને જો અહીં દાનમાં આપેલું તૃપ્તિ આપતું હોય, તો ઘરને મેડે બેઠેલાને એમ નીચેથી જ શા માટે ન આપવું? એટલે આ તો બ્રાહ્મણોએ પોતાની આજીવિકા માટે ઉપાય યોજી કાઢ્યા છે. બાકી મરેલા પાછળ કોઇ પણ પ્રેતકાર્ય કરવું એ નિરર્થક છે."

માણસ અને વસ્ત્ર તો જુદી વસ્તુઓ છે, એક બીજાથી ભિન્ન છે, એટલે તે વસ્ત્ર જૂનાં થયે માણસ તેને બદલી શકે. પણ જ્યાં દેહથી જુદો વિશિષ્ટ આત્મા જ નથી, એ બે એક બીજાથી જુદા પડી શકતા જ નથી, ત્યાં કોણ કોને બદલી શકે? રૂપાન્તર પામેલો દેહ અને આત્મા એ બન્ને સાથે જ વૃદ્ધ થાય અને સાથે જ મૃત્યુ પામે ત્યાં વળી પુનર્જન્મ કેવો? અંતે તો પછી બન્ને પોતપોતાના નિત્ય તત્ત્વમાં ભળી જાય. અને એ સૌ એમ પોતાને સ્વાભાવિક નિયમે જ થાય છે, ત્યારે એમાં ઈશ્વરને કરવાપણું શું?

પુનર્જન્મની કલ્પના માનવીના મનમાં કેમ જન્મી તેનાં આદિ-કારણ ત્રીજા અધ્યાયમાં બતાવ્યાં છે. સુધરેલા માનવીએ તેને કેમ પાળીપોષીને ઉછેરી તે હવે વિચારીએ. જન્મને પ્રસંગે જ કોઇ માણસ સુખી, કોઇ દુ:ખી, કોઇ અન્ધ, કોઇ બીજી રીતે અપંગ, કોઇ શક્ત, કોઇ અશક્ત, કોઇ બુદ્ધિમાન, કોઇ નિર્બુદ્ધ હોય છે. આનાં સાચાં કારણ માનવીને ન જડયાથી એણે માની લીધું કે આત્મા શરીરથી જુદો અને અમર છે, પૂર્વજન્મમાં કરેલાં કર્મનાં ફળ ભોગવવા આ જન્મ તેણે ધારણ કર્યો છે, અને આ જન્મમાં કરેલાં કર્મ ભોગવવા મૃત્યુ પછી તે સ્વર્ગે કે નરકે જશે, અથવા કોઇ યોનિમાં અવતરશે. કોઇક શ્રાવકે કહેલું કે પૂર્વજન્મમાં પુણ્ય ન કર્યાં હોય તો આ કૂતરાનાં નસીબમાં એ ધનવાનની મોટરમાં બેસવાનું ક્યાંથી!

પાછળ આપણે જણાવી ગયા એમ ખરી વાત તો એ છે કે અનેક પેઢીના આનુવંશિક સંસ્કારનું પરિણામ તે જન્મ વખતનું બાળક છે. એ પેઢીઓના અને ખાસ કરીને માબાપનાં સ્વભાવ, બુદ્ધિ, અંગ, બધુંય બાળકમાં ઊતરે છે. ગર્ભાવસ્થામાં માતાને થએલા અકસ્માતથી બાળકમાં ખોડ આવી જાય છે. ધૃતરાષ્ટ્રની માતા શરમથી આંખે પાટા બાંધી વ્યાસ પાસે નિયોગ કરવા ગઇ, તેથી તેને અન્ધ પુત્ર થયો; પાણ્ડુની માતા અંગે ચંદન વગેરેનો લેપ કરીને ગઇ, માટે તેને પાણ્ડુવર્ણ પુત્ર થયો; વિદુરની માતા ભજન કરતી ગઇ, માટે તેને ભક્ત પુત્ર થયો. આ ઉદાહરણો મહાભારતમાં પ્રસિદ્ધ છે. એ સિદ્ધ કરે છે કે એ પુત્રોનાં પૂર્વજન્મનાં કર્મને ફળે નહિ, પણ તેમની માતાઓનાં જ કર્મને ફળે એ પ્રમાણે તેમને વિવિધ દશાનો જન્મ મળ્યો હતો.

બાળક જન્મતાં જ રડવા લાગે છે કે આત્મરક્ષણની પ્રેરણાએ સ્તન મોંમાં મૂકે છે, એ કંઈ તેના પૂર્વજન્મના સંસ્કાર નથી, પણ

એ તો પૂર્વજોના સંસ્કાર છે; તેનાં માબાપે પણ જન્મતાં એમ જ કર્યું હતું. આત્મા એક યોનિના દેહમાંથી નિકળીને બીજી યોનિમાં પણ જન્મ લે છે એ વાત સાચી હોય, તો પક્ષીનું બચ્ચું જન્મસમયે ઇંડું ફોડી બહાર નીકળે છે અને બતકનું બચ્ચું જન્મતાં જ સ્વાભાવિક રીતે પાણીમાં તરી જાણે છે, એ એના પૂર્વજન્મના સંસ્કારને લીધે કે પૂર્વજોથી ઊતરી આવેલા આનુવંશિક સંસ્કારને લીધે? પૂર્વભવમાં એ આત્મા ગમે તે યોનિનો હોવાનું કલ્પી લો, પણ જે યોનિમાં તે જન્મ લે છે, તે યોનિનાં જ તેનામાં રૂપ, ગુણ, સ્વભાવ, શક્તિ વગેરે આવે છે, તેનું કેમ?

પણ ત્યારે તમે પૂછશો જે "શું કર્મ નિરર્થક છે? એનાં ફળ એના કરનારને ભોગવવાનાં જ નહિ? એમ હોય તો તો ખૂબ મજા! ચાર્વાકે કહ્યું છે એમ,

यावज्जीवेत्सुखं जीवेदृणं कृत्वा घृतं पिबेत्।

'જીવવું ત્યાં સુધી સુખે જીવવું, દેવું કરીને ઘી ઉડાવવું!' વાહ શી મજા!" ના ના, કર્મનું ફળ તો જરૂર જ ભોગવવું પડે છે અને કર્મ કરતાની સાથે જ ભોગવવાનું શરૂ થાય છે. શરીરના સંબંધમાં જોઇએ તો અગ્નિમાં હાથ નાખ્યો કે તુરત જ દઝાવાનું શરૂ થયું. મીઠું કે દિવેલ લીધું કે તુરત જ જુલાબની તૈયારી થવા માંડી. મરચું ખાધું કે તુરત જ મોં બળવા લાગ્યું. આહાર લીધો કે તુરત જ શરીરપુષ્ટિ થવા લાગી. શરીરને અનુકૂળ કર્મ કરો કે પ્રતિકૂળ કર્મ કરો; અને તેનાં અનુકૂળ કે પ્રતિકૂળ ફળ મળવાં તુરત જ શરૂ થવાનાં. બેશક કેટલાંક કર્મનાં ફળ તેના સ્વભાવ પ્રમાણે મળવાં વહેલાં પૂરાં થાય, કેટલાંકનાં લાંબે સુધી પહોંચે. સૌ સૌના અવધિ પ્રમાણે પૂરાં થાય: કેટલાંક ઔષધ બે દિવસે ને કેટલાંક ઔષધ બે વર્ષે અસર કરતાં જણાય; પણ ઔષધ લેતાંની સાથે જ અસર તો શરૂ થઇ

ગઇ સમજાવી. મરચું ખાધે મોં બળવા માંડે, પછી શાન્તિ થાય, પાછું શૌચ જતે બળે. મરચું તો રાજાધિરાજ છે! રાજા ગામમાં પેસે ત્યારે એના ડંકાનિશાનથી જાણીએ જે રાજાધિરાજ પધાર્યા, ગામમાંથી નીકળે ત્યારે પણ એના ડંકાનિશાનથી જાણીએ જે રાજાધિરાજ સિધાવ્યા. એમ મરચું પણ ડંકાનિશાનથી વગાડતું શરીરમાં આગલે દરવાજેથી પધારે ને ડંકાનિશાન વગાડતું પાછલે દરવાજેથી સિધાવે! બન્ને પ્રસંગે ખાનારને સમજ પાડી દે. વળી એનામાં આ બાળવાના ગુણ ઉપરાંત શરીરમાં બીજી પણ અસર કરવાના ગુણ છે. એમ એક કર્મ અનેકધા ફળ આપે છે.

એવી જ રીતે આત્માનાં કર્મનું પણ સમજવું. એનું ફળ મળવું પણ તુરત જ શરૂ થવા માંડે છે. કોઇ સત્કર્મ કરવાથી આત્મા ઉપર તેના સારા સંસ્કાર તુરત જ પડવા માંડે છે, અસત્કર્મ કરવાથી બૂરા સંસ્કાર પણ તુરત જ પડવા માંડે છે. માણસ દયાધર્મ કરે, એથી એને સંતોષ થાય, આત્માનંદ થાય એ એના સત્કર્મનું પૂરતું ફળ નથી? લોકને દેખાડવાને એ દયાધર્મ કરે; લોકે દેખ્યું એમ જાણીને એને સંતોષ કે અભિમાન થાય એ પણ એના કર્મનું પૂરતું ફળ નથી? કીર્તિધર્મનું એથી વધારે ફળ હોય પણ શું? ધર્મદાન કર્યે ધર્માત્માઓ સુસંસ્કાર પામીને ધર્મમાર્ગે પળે છે, કીર્તિદાન કર્યે કીર્તિના આકાંક્ષકો તેના સંસ્કાર પામીને કીર્તિસંપાદનને માર્ગે વળે છે, એ શું તેમનાં કર્મનું પૂરતું ફળ નથી? માણસ દારૂ પીએ છે, તેની અસર તેના આત્મા અને દેહ ઉપર તુરત જ થવા માંડે છે. માણસ વ્યભિચાર કરે છે તેની અસર તેના આત્મા અને દેહ ઉપર તુરત જ થવા માંડે છે. માણસ ક્રૂર કર્મ કરે છે, તેની અસર તેના આત્મા ઉપર તુરત થવા માંડે છે. આત્મા એક વાર અવનત થયો, એટલે તેની અસર ઠેઠ સુધી એવાં કાર્ય કરવા તેને પ્રેરશે. શરીર એક વાર ભ્રષ્ટ ને રોગિષ્ટ થયું એટલે તે નાશમાર્ગે પરવરશે. આ કર્મફળ—આ સજા

તેનાં કર્મને માટે શું બસ નથી? અંગ્રેજીમાં કહ્યું છે કે Virtue is its own Reward, Vice its own Punishment. "સત્કર્મ એ જ તેનું પોતાનું પુણ્યફળ છે, અસત્કર્મ એ જ એનું પોતાનું પાપફળ છે." આમ ત્યારે સ્વર્ગનરક ધર્મગુરુઓએ બતાવ્યા પ્રમાણે કંઇ આકાશમાં કે પાતાળમાં નથી; આત્મામાં જ છે, આત્માને પરમાનંદ એ સ્વર્ગ છે, આત્માને વિષાદ ને ખેદ એ નરક છે.

વાત આટલેથી જ અટકતી નથી. એ કર્મનાં ફળ આનુવંશિક સંસ્કારો રૂપે સંતતિમાં પણ ઊતરે છે. પિતાએ આંબાનું બીજ વાવ્યું, તેનાં ફળ પિતા જીવે ત્યાં સુધી તે ખાય, પુત્ર પણ ખાય. દારૂડિયો પોતે રોગિષ્ટ અને ભ્રમિત થાય, પોતાની સંતતિને પણ તેવી કરતો જાય. આ રીતે પિતા પોતાનાં કર્મનાં ફળ આનુવંશિક સંસ્કારરૂપે વારસામાં આપતો જાય છે. તેમને પોતાના સત્કર્મથી ઉન્નતિના કે અસત્કર્મથી અવનતિના શારીરિક અને માનસિક સંસ્કાર આપતો જાય છે. મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં લખ્યું છે, કે

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानास्तु कर्तुर्मूलानि कृन्तति ॥ १७२ ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ १७३ ॥

"પૃથ્વીમાં વાવેલું બીજ જેમ તુરત જ ફળ આપતું નથી, તેમ જગતમાં કરેલો અધર્મ પણ તુરત જ ફળ આપતો નથી. પણ ધીરે ધીરે વધીને એ અધર્મ કરનારનાં મૂળ સુદ્ધાં ખોદી નાખે છે. અધર્મ તેના કરનારને જો ફળ નથી આપતો, તો તેના પુત્રોને આપે છે; તેમને નહિ તો તેના પૌત્રોને આપે છે; પણ કરેલો અધર્મ કદાપિ નિષ્ફળ જતો નથી." આથી સ્પષ્ટ થાય છે કે ગંગાસ્નાને કે બીજી કોઈ રીતે પાપ ધોવાતાં નથી, માત્ર ભોગવ્યે જ ધોવાય છે; અને પોતાને તેમજ પોતાના વંશજોને પણ ભોગવીને ધોવાં પડે છે.

વળી એ પણ સ્પષ્ટ થાય છે કે આપણે જન્મ વખતે જે કંઈ ભોગવવાનું લેઈને આવીએ છીએ તે આપણાં પૂર્વજન્મનાં કર્મબંધનને કારણે નહિ, પણ આપણાં પૂર્વજોનાં ઋણાનુબદ્ધ કર્મબંધનને કારણે. પૂર્વજન્મનાં કર્મનાં ફળ આપણને ઈશ્વર આ જન્મમાં આપે છે, એમ માનવું મિથ્યા છે. જે કર્મ કર્યાનું આપણે જાણતા પણ નથી, તે કર્મ જણાવ્યા વિના તે સજા કરે, તો ન્યાયી મનાતો ઈશ્વર અન્યાયી ઠરે. પૃથ્વીલોકનો રાજા એમ કરે છે ત્યારે વર્તમાનપત્રોમાં એના એ અન્યાય વિષે કેવો કોલાહલ મચાવી મૂકીએ છીએ? ત્યારે ત્રિભુવનનો રાજા મનાતો ઈશ્વર પણ જો એમ કરે તો એ કેટલો મોટો અન્યાય!

વાત હજી આટલેથીજ અટકતી નથી. તત્ત્વમાંથી વિકાસ પામેલું વિશ્વ તે જાણે વિરાટ્ દેહ છે. તેમાંના એક અંગનાં કર્મફળ આખા વિશ્વને લાગે છે. એક આંખ દુખવા આવી એટલે બીજીને પણ પોતાના અપરાધ વિના દુખવું પડે છે. પાડોશીને લાગેલો પ્લેગ પોતાને લાગે છે, પરગામમાં કે પરદેશમાં થએલો રોગ ગામમાં કે દેશમાં આવે છે. એક જણની ઉન્નતિ કે અવનતિ આખા સમાજને ઉન્નત કે અવનત કરે છે. સૂકા ભેગું લીલું બળે છે ને પાપડી ભેગી ઇયળ બફાય છે એ તો સૌ જાણે છે. રસ્તે ચમકેલો ઘોડો વિનાઅપરાધ આપણને મારી પાડે છે. હાઇડ્રોજન ઉપર ઓક્સીજન પડીને પોતે ને સાથે બીજાને પણ પાણીરૂપ બનાવી દે છે. પાણીમાં પડેલો કાંકરો આખા સરોવરમાં વર્તુળો ઉઠાવી મૂકે છે. અંગ્રેજ જાતિએ હિંદુ જાતિ ઉપર પડીને તેના ઉપર સારી નરસી અસર કરી છે, હિંદુની તેવી અસરથી અંગ્રેજ જાતિ પણ બચી નથી. અંગ્રેજ જાતિના લોક અનેક પેઢીથી એકબીજાને જે સંસ્કાર આપી રહ્યા છે, તેથી આજે એ જાતિ ઉન્નત થએલી દેખાય છે. હિંદુ જાતિના લોક અનેક પેઢીથી એક બીજાને જે સંસ્કાર આપી રહી છે, તેથી આજે એ જાતિ અવનત થએલી દેખાય છે. એમ પરસ્પરના સંસ્કાર પણ દીર્ઘવ્યાપી બને છે.

ત્યારે જો કોઇ એમ માને કે એક આત્માએ કરેલાં કર્મ તેને એકલાનેજ આજે નહિ તો કાલે—કાલે નહિ તો આવતે ભવે ભોગવવાં પડશે, તો એ એક રીતે અસત્ય છે. વિશ્વ એક સુવ્યવસ્થિત યંત્ર છે, એનું એક ચક્ર ફરતાં આખા યંત્રનાં સર્વ ચક્રને ફરવું પડે છે, કોઇ સ્થિર રહી શકે નહિ. વધારે સાચી રીતે કહો તો વિશ્વ એક વિરાટ્ દેહ છે, એની એક આંખ ફરકવાથી તેની અસર એ દેહનાં સર્વે અંગ ઉપર થાય છે. આમ વિશ્વસમસ્ત એક યંત્ર, વધારે સાચી રીતે તો એક દેહ સમાન હોવાથી તેમાંના એક પણ પરમાણુએ ઉઠાવેલું આન્દોલન વિશ્વમાત્રમાં વ્યાપી જાય છે. ગાંધીજી કહે છે તેમ, "જેની શરીર ઉપર અસર થાય છે તેનો સ્પર્શ આત્માને થવોજ જોઇએ. અને શરીરને કાંઇક થયું તો એની અસર જડ માત્ર ઉપર અને ચૈતન્યમાત્ર ઉપર પડવીજ જોઇએ. મિત્રોએ અને સગાંવહાલાંઓએ જો પ્રેમથી કંઇ પગલું ભર્યું હોય તો તેની અસર ખોટે રસ્તે જનારા ઉપર થાય છે એવો અનુભવ આપણને ઘણાને નથી શું?" ('હરિજનબંધુ' તા. ૬ : ૮ : ૧૯૩૩.) માબાપે ખૂબ એકાંતમાં પણ કરેલાં કર્મનાં ફળ તેમને પોતાને, તેમના વંશને, વિશ્વમાત્રને ભોગવવાં પડે છે; તેની અસર વિશ્વમાત્રમાં વ્યાપી જાય છે. તત્ત્વનો એ સ્વાભાવિકજ નિયમ છે, એને કોઇ નિયામક ઇશ્વરની જરૂરજ નથી.

આમ દેહથી જુદો વિશિષ્ટ કોઇ આત્મા નથી, શરીરથી આત્મા અવિભક્ત છે, મરણસમયે બંને સાથેજ રૂપાન્તર પામે છે; તેથી એ આત્માને શરીરથી જુદા પડી પોતાનાં કર્મનાં ફળ મરણ પછી ભોગવવાનાં છે નહિ. તેને ફળ આપનાર કોઇ ઇશ્વર છેજ નહિ, એટલે તેને કર્મનો જવાબ દેવા એવા કોઇ ઇશ્વર પાસે જવાનું પણ છેજ નહિ. આકાશમાં સ્વર્ગ કે પાતાળમાં નરક નથી, માત્ર અંતરમાં છે; એટલે પોતાનાં કર્મફળ ભોગવવા બહાર ક્યાંય જવાનું છેજ નહિ, કર્મ કરતાની સાથેજ અંદર તે ભોગવવા માંડે છે. મરણ પછી વિશિષ્ટ રૂપે આત્માનું અસ્તિત્વ

રહેવાનું નથી, એટલે તેને આહ્નિર્વાણ પહોંચવાનાં નથી કે બીજી યોનિમાં જન્મ લેવાનો નથી. અને છતાંયે અનેક પેઢીના આનુવંશિક સંસ્કારને બળે અને ગુરુઓએ આપણામાં જન્માવેલી શ્રદ્ધાને – જડતાને બળે આપણે તત્ત્વમાંથી વિકાસ પામેલા આપણામાંના પુરુષને – આત્માને – અહમ્‌ને વિશિષ્ટ આત્મા રૂપે – મરણસમયે દેહમાંથી નીકળીને પુનર્જન્મ લેઈ શકે એવા આત્મા રૂપે – માની બેઠા છીએ. પણ ઉપરના વિવેચનથી જણાશે કે એ ભ્રમ જ છે, વહેમ જ છે. આમ જન્મમરણ એ કાર્ય નથી, માત્ર વિકાસઘટના છે; એટલે એને માટે કોઈ ઈશ્વરની જરૂર નથી, એ તો તત્ત્વના સ્વાભાવિક નિયમે બન્યા જ જાય છે.

બૌદ્ધધર્મ પણ શરૂઆતમાં મૂર્તિપૂજાની પેઠે પુનર્જન્મને નહોતો માનતો, એ વિષે એક કથા છે:

"એક વાર રાજા પ્રસેનજિતે સાધ્વી ક્ષેમાને પૂછ્યું: 'મૃત્યુ પછી જીવ પુનર્જન્મ પામે છે કે નહિ?'

"ક્ષેમાએ ઉત્તર દીધો: 'ભગવાન બુદ્ધે એ પ્રશ્નનો કાંઈ ઉત્તર દીધો નથી.'

"રાજાએ ફરી પૂછ્યું: 'ભગવાન તથાગતે એ પ્રશ્નનો ઉત્તર કેમ નથી દીધો?'

"ક્ષેમાએ રાજાને પૂછ્યું: 'ગંગાની રેતીના કણ અને સમુદ્રનાં જળબિંદુ ગણી શકે એવા કોઈ માણસને ઓળખો છો?'

"રાજાએ ઉત્તર દીધો: 'ના, એવા કોઈ માણસને હું ઓળખતો નથી.'

"ક્ષેમાએ કહ્યું: 'પંચતત્ત્વોના આકર્ષણથી જે કોઈ પોતાને મુક્ત કરી શકે, તો તે અસીમ અતલસ્પર્શી સમુદ્રનું રૂપ ધારણ કરી શકે. ત્યારે જીવનો પુનર્જન્મ ધારણાતીત વસ્તુ છે.'

"ક્ષેમાનો આ ઉત્તર સાંભળી રાજાને પરમસંતોષ થયો અને એ એના ચરણોમાં પડી નમસ્કાર કરી ચાલતો થયો."

આમ પૂર્વજન્મ નથી, પુનર્જન્મ નથી; છે તે આ જ જન્મ છે. અને ત્યારે તેને જ સફળ કરી લેવો એ આપણો ધર્મ રહ્યો. પણ આપણે હિંદુઓએ પરલોકમાં ને પુનર્જન્મમાં એટલી જડ શ્રદ્ધા રાખી, કે આ જન્મને મિથ્યા માન્યો. સ્વર્ગને અને પુનર્જન્મને જોનાર આંખ ઉઘાડી રાખી, આ જન્મને જોનાર આંખ બંધ કરી. એ બંધ–અંધ આંખની દિશાએથી નીકળી આવી યુરોપની પ્રજાએ તાકીને આપણને બાણ માર્યું, આપણે ઘવાયા! આમ આપણે સ્વર્ગ તરફ નજર રાખીને પૃથ્વીજીવન નષ્ટ કર્યું છે. શ્રદ્ધાજડ માનવીની બીજી શી દશા હોય?

એ વિષે બુદ્ધભગવાન વિષેની એક સુંદર કથા આપીને આ અધ્યાય સમાપ્ત કરીશું:

"એક વાર બુદ્ધભગવાનને તેમના સાધુશિષ્ય માલુંક્યપુત્તે પ્રશ્ન કર્યો: 'ભગવાન, જગત શાશ્વત છે કે અશાશ્વત? જગત સાન્ત છે કે અનન્ત? જીવ અને શરીર એક ને એક જ વસ્તુઓ છે કે જુદી જુદી વસ્તુઓ છે? આત્મા – ખાસ કરીને તથાગત – મરણ પછી જીવે કે નથી જીવતો? અથવા તો એ લય પામે છે કે નથી પામતો?'

"ભગવાને ઉત્તર આપ્યો: 'એક માણસ ઝેરી ભાલોડાવાળે બાણે વીંધાયો; ત્યારે એના મિત્રોએ અને સગાંએ ચતુર વૈદ્યને તેડી આણ્યો. હવે ઘવાએલો માણસ કદી જો એમ કહે, જે 'મને બાણ મારનાર માણસ કોણ છે, એ તે બ્રાહ્મણ છે કે ક્ષત્રિય છે કે વૈશ્ય છે કે શૂદ્ર છે, એ જાણું નહિ ત્યાં સુધી મારા ઘાને હાથ અડાડવા દેઉં નહિ.' અથવા એ કદી જો એમ કહે, જે 'મને બાણ મારનારનું નામ શું છે, એ કયા કુળમાં જન્મ્યો છે, એ ઊંચો છે કે નીચો છે

કે મધ્યમ છે, અને જે બાણ વડે મને માર્યો એ કેવું દેખાય છે. એ જાણું નહિ ત્યાં સુધી મારા ઘાને હાથ અડાડવા દેઉં નહિ.' તો એ વાતનું પરિણામ શું આવે?'

"માલુંક્યપુત્રે ઉત્તર આપ્યો: 'એ માણસ પોતાને ઘાએ મરે.'

"ત્યારે ભગવાને કહ્યું: 'જગત અનન્ત છે કે સાન્ત છે, તથાગત મરણ પછી જીવે છે કે નહિ, એ પ્રશ્નોના ખુલાસા બુદ્ધ પોતાના શિષ્યોને શા માટે નથી આપ્યા? કારણકે આ જીવનની પવિત્રતામાં એ વિષયોના જ્ઞાનની કંઇ જરૂર નથી, કારણકે એ જ્ઞાનથી કંઇ શાન્તિ કે પ્રકાશ મળતાં નથી. શાન્તિ અને પ્રકાશ જેથી મળે છે એ વાતો તો બુદ્ધ પોતાના શિષ્યોને શીખવી જ છે. એટલા માટે માલુંક્યપુત્ર, જે મેં પ્રકટ નથી કર્યું તે અપ્રકટ જ રહેવા દે, જે મેં પ્રકટ કર્યું છે તેને પ્રકટ કર'."

આ કથા આપણને સ્પષ્ટ રૂપે નથી કહેતી કે આ જ ભાવ મહત્ત્વનો છે અને તેથી એને જ સફળ કરી લેવો એ પરમધર્મ છે?

# અધ્યાય ૯

## આત્માની સ્વતંત્રતા કે નિર્માણ?

**પાછળના** અધ્યાયમાં કહી ગયા કે બાળક જન્મ વખતે તેની અનેક પેઢીઓના સંસ્કાર લેઇને ઊતરે છે, અથવા એમ પણ કંઇક કહી શકાય કે માતાપિતા પોતાનાં સંતાનમાં ઊતરે છે, અવતરે છે. આમ આનુવંશિક સંસ્કાર. લેઇને અવતરેલા બાળકનું જીવન ત્યાર પછી પારિવારિક વગેરે અનેક સંસ્કારોથી ઘડાય છે. ત્યારે એ વિશિષ્ટ સ્વતંત્ર વ્યક્તિ નથીજ. પોતાની ઉપર આવી પડતાં અનેક સંસ્કારબળે એ આગળ ધકેલાય છે અને એ સંસ્કારબળને ધકેલે અમુક માર્ગે એને ચાલવુંજ પડે છે. ત્યારે એને કર્મ કરવાની એની પોતાની ઇચ્છા જેવું કંઇ છેજ નહિ? એને શું માત્ર યંત્રના ચક્રની પેઠે પરવશ થઇનેજ કર્મ કરવાં પડે છે? આ પ્રશ્નો સહજ ઊઠે છે.

આ પ્રશ્નોના આછા ખુલાસા પાછલા અધ્યાયોમાં આવી ગયા છે, છતાં અહીં જરા વિસ્તારથી આ વિષયમાં ઊતરીશું. દેહ અને આત્માનો બનેલો આ માનવી વિશ્વવ્યાપી તત્ત્વનું અવિભાજ્ય અંગ-માત્ર છે, વિશ્વના યંત્રમાંથી તેને વિખૂટું પાડી શકો નહિ ત્યારે એનો તે સ્વતંત્ર અધિકાર કેટલો? આખા ઝાડમાંના એક પાનને

પોતાનું ધાર્યું કરવાનો અધિકાર કેટલો? આખા યંત્રમાંના એક ચક્રને પોતાનું ધાર્યું કરવાનો અધિકાર કેટલો? ફળ પાક્યું એટલે પૃથ્વીની આકર્ષણશક્તિને બળે એને પૃથ્વી ઉપર આવી પડ્યા વિના બીજી ગતિ નથી, ઢાળ ઉપર પડેલા પાણીને નીચે વહી ગયા વિના છૂટકો નથી. તત્ત્વના સ્વાભાવિક નિયમ પ્રમાણે એ તો સૌ વિશ્વમાં એમ જ થયા કરવાનું, એમાં ફેરફાર કરવાનો અધિકાર કોઇનો ચાલે જ નહિ. સૂર્યની ગરમીથી વાયુ ગરમ બને છે, ગરમ વાયુ પાતળો થયે ઊંચે ચઢે છે અને તેની જગા પૂરવા શીતળ વાયુ દોડે છે. આમ વાયુ વાય છે ને ઝાડનાં પાન હાલે છે. આ સ્થિતિમાં વાયુને વાયા વિના છૂટકો નથી ને પાનને હાલ્યા વિના છૂટકો નથી. વાયુને પોતાની ઇચ્છા પ્રમાણે વાવાનો કે નહિ વાવાનો અને પાનને પોતાની ઇચ્છા પ્રમાણે હાલવાનો કે નહિ હાલવાનો અધિકાર છે જ નહિ. કોઇ પણ પદાર્થ તત્ત્વના સ્વાભાવિક નિયમ વિરુદ્ધ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી શકે, એવું ઉદાહરણ સમસ્ત વિશ્વમાં તમને જડશે નહિ. સૌ પદાર્થ એ સ્વાભાવિક નિયમને વશ છે જ. બારીએથી હું લથડ્યો, એટલે જમીન ઉપર પડ્યા વિના મારે છૂટકો જ નથી. એવે પ્રસંગે જમીન ઉપર પડીને હાડકાં ભાગવાનું કે વખતે મરવાનું પણ મને સારું ન જ લાગે, છતાં આકર્ષણના નિયમને વશ થયા વિના મારે તો છૂટકો જ નથી, તેની વિરુદ્ધ વર્તવાનો મને અધિકાર જ નથી. શરીરમાં કંઇ રાસાયણિક વિક્રિયા થઇને આ દેહયંત્ર અટકી પડશે નહિ, હું મરી જઇશ નહિ, ત્યાં સુધી તેમાં ખાધું પચ્યે જશે, તેનું લોહી બન્યે જશે, એ લોહી ફર્યે જશે, હૃદય અને નાડી ધબક્યે જશે. અને એવી તો અનેક ક્રિયાઓ નિરંતર થયા કરશે. પણ એ ક્રિયાઓ ચાલતી રાખવાનો કે બંધ કરવાનો, શરીર મારું છે એમ માની લીધા છતાં, મારો કશોય અધિકાર નથી. અને એવી જ રીતે સમસ્ત વિશ્વનું યંત્ર સ્વાભાવિક નિયમ પ્રમાણે ચાલ્યે જાય છે. એમાં પોતાની ઇચ્છા

પ્રમાણે વિક્ષેપ કે વિઘ્ન નાખવાનો અધિકાર કોઇનેય નથી. કોઇનોય અધિકાર ચાલતો નથી, એવો એ તાત્ત્વિક નિયમ અબાધિત, અખંડ અને નિર્વિકાર છે.

જેમ પ્રકૃતિ ઉપર તેમજ પુરુષ ઉપર પણ તત્ત્વના સ્વાભાવિક નિયમનો જ અબાધિત, અખંડ અને નિર્વિકાર અધિકાર ચાલે છે, બીજા કોઇનોય નહિ. એમાં ફેરફાર કરવાની કોઇની ઇચ્છા ચાલી શકે જ નહિ. અને તેથી જેમ દેહે તેમજ આત્માએ પણ એ નિયમને વશ રહીનેજ કર્મ કરવાં રહ્યાં, પોતાની ઇચ્છા પ્રમાણે કંઇ પણ કર્મ કરવાનો તેને કશોય અધિકાર નથી. હા, આપણે માનીએ છીએ ખરા કે માનવી પોતાનું ઇચ્છ્યું—પોતાના મનનું ધાર્યું કરે છે, માનીએ છીએ કે કર્મ કરવામાં તે સ્વતંત્ર અને સ્વેચ્છાચારી છે. પણ આપણું એ માનવું ઉપરચોટિયું છે, ભૂલભર્યું છે. વાતનું મૂળ તપાસીશું તો આપણી ભૂલ ભાગશે, સાચી વસ્તુસ્થિતિ સમજાશે.

ચાલો ત્યારે એ વાત વિચારીએ. પ્રથમ તો એ વિચારવાનું કે માનવી એટલે શું ? એ કોણ છે ? એની ઇચ્છામાં એમ કેમ આવ્યું ? આમ કેમ ન આવ્યું ? એને એમ કરવાનું કેમ સૂઝ્યું ને આમ કરવાનું ન સૂઝ્યું ? પુનર્જન્મનો મત માનનાર તો એમ ઉત્તર આપીને છૂટી પડવા પ્રયત્ન કરશે કે તેના પૂર્વજન્મને પ્રારબ્ધબળે તેને એવી ઇચ્છા થઇ ને એવું સૂઝ્યું. પણ એમ કહ્યે ય એ છૂટી શકતો નથી. પ્રારબ્ધબળે આત્માને અમુકજ ઇચ્છા થાય તો પછી એને પોતાની સ્વતંત્ર ઇચ્છા રહી જ ક્યાં ? આપણે તો ગયા અધ્યાયમાં જોયું કે આત્માને પુનર્જન્મ છે જ નહિ. આપણે તો એમ જ માનીએ છીએ કે અનેક પેઢીઓના સંસ્કારો લેઇને માનવી—દેહ અને આત્મા—જન્મે છે. જન્મ્યા પછી અનેક પ્રકારના સહવાસમાં આવે છે, અનેક પ્રકારની કેળવણી પામે છે. આ સર્વ

પ્રકારના સંસ્કારોનો સરવાળો-બાદબાકી તથા ગુણાકાર-ભાગાકાર કરીને તેનું પરિણામ તારવીએ, તો તે માણસની તે પળે ખરી કિંમત અંકાય.

વિશ્વવ્યાપારમાં 'કારણકાર્ય'નો નિયમ અબાધિત, અખંડ અને નિર્વિકાર છે. માણસના સૌ પ્રકારના સંસ્કાર એ 'કારણ' છે, તેને જ બળે પરિણામ રૂપે તેને કરવાં પડતાં અમુક કર્મ એ 'કાર્ય' છે. એ 'કાર્ય'માંથી પોતાની ઇચ્છા પ્રમાણે ચસકવાનો તેને જરાય અધિકાર નથી. ઉદાહરણ લેઈએ: વિધવાવિવાહને પાપ સમજનાર કુટુંબમાં એક માણસ જન્મ્યો છે, તેને ઘેર પુત્રી વિધવા બની તેને નવા સમાજના, નવી કેળવણીના સંસ્કાર લાગ્યા છે. તે માણસ કુટુંબવત્સલ છે, કુટુંબીજનને રાજી રાખવા ઇચ્છે છે, નાતજાતમાં આબરૂદાર થવાય તો સારું એમ પણ માને છે. વળી વિધવાપુત્રીને તેનું પુનર્લગ્ન કરાવી સુખી કરવામાં પોતાનો ધર્મ પણ માને છે. આ સ્થિતિમાં આવી પડેલો માણસ શું કરે? આ જે બધાં ગણાવ્યાં તે 'કારણ' તેની પાછળ પોતાનું બળ અજમાવી રહ્યાં છે, તેને આગળ ચાલવા ધકેલી રહ્યાં છે. એમાંનાં પરસ્પરવિરોધી કારણો સામસામે સંગ્રામ મચાવીને છેદ ઉડાવ્યે જાય છે, છેવટે આવતું પરિણામ વિજયી નીવડે છે. તે માણસ ત્રાજવાની બે તુલામાં પરસ્પરવિરોધી કારણો મૂકે છે. એક તુલામાં વિધવાવિવાહ નહિ કરવાના આનુવંશિક સંસ્કાર, કુટુંબીજનને ખોટું લાગશે એ ભય, નાતમાં આબરૂ જશે અને વખતે નાતબહાર થવું પડશે એ પણ ભય, પુનર્વિવાહથી પુત્રી વખતે વધારે દુઃખી થશે એવી શંકા, એ સૌ મૂકશે; સામી તુલામાં નવા સમાજના અને નવી કેળવણીના સંસ્કાર, પુનર્વિવાહથી પુત્રીને સુખી કરવાની ઇચ્છા અને એમ કરીને તેને સુખી કરવામાં માનેલો ધર્મ મૂકશે. એ બેમાંથી જે તુલા નીચે નમશે—ભારે નીવડશે, તે પ્રમાણે કરવાને તે અવશ્ય પ્રેરાશે. પરસ્પરવિરોધી કારણોના છેદ ઊડતાં

જે પરિણામ આવશે તે એને અવસ્ય સ્વીકારવું પડશે, એની વિરુદ્ધ એ જઇ શકશેજ નહિ. એક તુલામાં એકજ કારણ હોય. પણ તે સામી તુલામાં આવેલાં બધાં વિરુદ્ધ કારણો કરતાંય બળવાન હોય, તો એ એકજ કારણ પોતાને ધક્કેલે અનુકૂળ કર્મ કરવા ધક્કેલશે. વિધવાવિવાહ કરીને બાળપુત્રીને સુખી કરવામાં માનેલો ધર્મ, તેના ઇતર સંસ્કારોને લીધે ખૂબ પ્રબળ ને ઉત્કટ બની જાય છે તો બીજાં અનેક વિરુદ્ધ કારણને પણ ન ગણકારી, સંસારમાં ને સમાજમાં એથી આવી પડનારાં ગમે તેટલાં દુઃખને સ્વીકારીને પણ, પોતાની બાળવિધવા પુત્રીનું લગ્ન કરવા તે પ્રેરાયજ છે. અને આમ પ્રેરાય છે એટલે તેને એમ કરવાની ઇચ્છા થાય છે એમ નહિ, પણ એમ કરવા તે ધક્કેલાય છે, એમ કરવાની એને ફરજ પડે છે. આથી આ સિદ્ધાન્ત તરી આવે છે કે પ્રાણી સંસ્કારબળે જે પળે જે કર્મ કરવું યોગ્ય દેખે છે, તેનાથી વિરુદ્ધ તે પળે એ કંઇજ કરી શકતો નથી, તે પળે એને તેજ કર્મ કરવું પડે છે. આમ કર્મ કરવામાં માનવી કે કોઇ પ્રાણી સ્વતંત્ર નથી, પોતાની ઇચ્છા પ્રમાણે કર્મ કરવાને તે સ્વતંત્ર નથી, સંસ્કારબળને વશ વર્તી તેને કર્મ કરવાંજ પડે છે.

મારી પોતાની પણ એજ અવસ્થા છે. મેં ઇચ્છેલું કે આ પુસ્તકને વિસ્તારથી લખીને બેવડા કદનું કરવું. પણ પ્રકાશકે ખર્ચ તરફને અંદાજે કે એવાં બીજાં સંસ્કારબળોએ પ્રેરાઇને પુસ્તક આથી મોટું ન લખવાની મને આજ્ઞા કરી. સ્વતંત્ર રીતે મારું પુસ્તક છપાવવાની મારી અશક્તિ, પુસ્તક પ્રકટ કરવાની મારી ઇચ્છા અને એવાં બીજાં સંસ્કારબળોએ મારે એ આજ્ઞા માનવી પડી. મારી ઇચ્છા પ્રમાણે પુસ્તકનું કદ વધારવાને હું સ્વતંત્ર નથી. સ્પર્શ થતાં લજ્જાવંતીનાં પાનને સંકોચાવું પડે, એજ રીતે વિસ્તારથી લખતાં મારે સંકોચાવું પડ્યું. લજ્જાવંતીની ને મારી, બન્નેની ઇચ્છા સરખી સ્વતંત્ર!

હિંદુ ધર્મનો પવિત્ર મનાતો ગ્રંથ ભગવદ્‌ગીતા પણ આ ને આ જ વાત બીજે સ્વરૂપે કહે છે:

न हि कश्चित्क्षणमपि जातुतिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ३ : ५ ॥

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३ : ३३ ॥

मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ११ : ३३ ॥

द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथाऽन्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युद्ध्यस्व जेतासि रणे सपत्नान् ॥ ११ : ३४ ॥

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ १८ : ५९ ॥

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् १८ : ६० ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ १८ : ६१ ॥

કુરુક્ષેત્રમાં કૌરવો સામે યુદ્ધ કરવા ઊભેલો અર્જુન, બંધુજનોને હણવા પડશે એવા વિષાદથી, યુદ્ધ કરવાની ના પાડે છે ત્યારે તેને કૃષ્ણ કહે છે: "કર્મ કર્યા વિના એક ક્ષણ પણ કોઈ રહી શકતું નથી, પ્રકૃતિજન્ય ગુણો પરાણે પણ સર્વ કર્મ કરાવે છે. ભૂતમાત્ર પોતાની પ્રકૃતિને અનુસરે છે, જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે ચેષ્ટા કરે છે, ત્યાં નિગ્રહ તે શું કરવાનો હતો? આ સર્વે તો મેં પ્રથમથી જ હણી

પણ એ જાણવાનો પ્રયત્ન કરનાર આપણામાં એવી સર્વજ્ઞ શક્તિ છેજ ક્યાં, કે કોઇનાં બધાંય સ્વાભાવિક સંસ્કારબળ જાણી શકીએ? કૂતરો અર્ધો મણ બોજો ઊંચકી શકે, ગધેડો પાંચ મણ, ઘોડો દશ મણ, તો હાથી પચાસ મણ બોજો ઊંચકી શકે. પણ ગમે તેનીયે બોજો ઊંચકવાની શક્તિ પરિમિત તો છેજ. કોઇ કંઇ આખી પૃથ્વી તો ઊંચકી નજ શકે! તાસક ઉપર દાણાની ઢગલી કરો, થાળી ઉપર કરો; દરેકની ઉપર પોતપોતાના ક્ષેત્રવિસ્તાર જેટલીજ ઢગલી થશે, તેથી ઉપર જે કંઇ દાણા મૂકશો તે નીચે ગબડી પડશે, કારણકે તેનો ક્ષેત્રવિસ્તાર પરિમિતજ છે. કૂતરો જે વિચારે, તેથી વાનર વધારે વિચારે, કિન્નર તેથી વધારે અને માનવી તેથીયે વધારે વિચારી શકે; પણ તેનીયે વિચારવાની ને જાણવાની શક્તિ પરિમિત તો છેજ. આમ કોઇ સર્વજ્ઞ નથી, એટલે કોઇ પોતાનું કે કોઇનું પણ નિર્માણ જાણી શકે નહિ.

ત્યારે ઝાડ પોતાના સંસ્કારબળ પ્રમાણે ફળફૂલ આપે છે ને નક્ષત્ર ફરે છે, તે આપણે અનુમાનથી જાણી શકીએ છીએ. માનવીના સ્વભાવનો અભ્યાસ કરીને, તે શું કર્મ કરશે, તેનું પણ કંઇક અનુમાન કરી શકીએ. પણ ઝાડના કે નક્ષત્રના સંસ્કારબળમાં, તેનાં પ્રાકૃતિક કારણબળમાં અણચિંતવ્યું કોઇ બળ આવી મળે કે સામે આવી વિરોધ કરે, તો તે વિષે કરેલું આપણું અનુમાન ખોટું પડે. તેવીજ રીતે માનવીનાં સંસ્કારબળમાં વચ્ચે અણચિંતવ્યું કોઇ બળ આવી પડે, તો તેનાં નિર્માણકર્મ વિષે પણ આપણું અનુમાન ખોટું પડે.

અને આપણે સર્વજ્ઞ નહિ એટલે એ અણચિંતવ્યું બળ ક્યારે અને ક્યાંથી આવી પડે તે કેમ જાણીએ? હિમાલયના કોઇ શિખરની પશ્ચિમ દિશામાં વરસનારું પાણી સિંધુ નદીમાં વહી અરબી સમુદ્રમાં જઇ પડે. તેની પૂર્વ દિશામાં વરસનારું પાણી બ્રહ્મપુત્રા નદીમાં વહી

બંગાળી સમુદ્રમાં જઇ પડે. હવે વરસાદને વખતે કોઇ ચકલી એ શિખર ઉપર થઇ ઊડતી જતી હોય અને તેની પાંખના ફડફડાટથી જ તે શિખરની પશ્ચિમમાં પડનારું જળબિંદુ પૂર્વમાં પડ્યું, તો અરબી સમુદ્રમાં જનારું તે બિંદુ બંગાળી સમુદ્રમાં જઇ પડે! આટલા નાના સંયોગથી આવડો મોટો ફેરફાર! ઘણી વાર આવા નાના સંયોગથી માનવીના જીવનમાં પણ પૂર્વપશ્ચિમ જેટલો અણચિંતવ્યો ફેરફાર થઇ જાય છે. તે જોઇને જગત આશ્ચર્ય પામી જાય છે, કારણકે આવું સાંયોગિક સંસ્કારબળ તે પામશે એવું અનુમાન તો કોણે કર્યું હોય? પરિમિત જ્ઞાનશક્તિવાળો માનવી આવાં અણચિંતવ્યાં સંસ્કારબળને કેમ જાણી શકે? અને તેથી કોઇનું નિર્માણ શુદ્ધ સ્પષ્ટ રીતે કેમ જાણી શકે? આવતી પળે પોતેજ શું કરી બેસશે, એ પણ માનવી કેમ જાણી શકે?

પણ છતાંયે કોઇ કોઇએ એ નિર્માણ જાણવાનો દાવો કર્યો છે. તેણે તો માનવીનું નિર્માણ જાણવામાં તારાઓનો ઉપયોગ કરી આખું જ્યોતિઃશાસ્ત્ર ઊભું કર્યું છે. અને એ શાસ્ત્ર લોકવાણીમાં પણ પ્રચલિત થઇ ગયું છે: હિંદુ કહેશે કે એના ગ્રહ સારા નથી, મુસલમાન કહેશે કે એનો સિતારો પાંશરો નથી, અંગ્રેજ કહેશે કે disaster થયો. ગ્રહ, સિતારો અને aster એ ત્રણેનો અર્થ તારો છે. પણ જ્યોતિઃશાસ્ત્ર કે નિર્માણ જાણવાનું કોઇ પણ શાસ્ત્ર માનવી રચી શકે નહિ, વિશ્વનાં અનંત અને અપરિમિત સાંસ્કારિક કારણબળ પરિમિત જ્ઞાનશક્તિવાળો માનવી જાણી શકે નહિ ને તેથી કોઇનું નિર્માણ પણ જાણી શકે નહિ. ત્યારે એ જાણવાનાં શાસ્ત્ર રચવાં પણ મિથ્યાજ છે. બેશક એવાં શાસ્ત્ર રચવા જતાં આપણી પરિમિત જ્ઞાનશક્તિથી ભ્રમણા ઊભી કરી નાખીએ એટલું એજ. રેલવેના સમાન્તર પાટાને પણ બહુ દૂર જતાં મળી જતા દેખનાર ભ્રમયુક્ત દર્શનશક્તિ જેની છે, એવો માનવી તે સાચી રીતે કેટલે દૂર જોઇ શકે, જાણી શકે?

હિંદુઓ પ્રારબ્ધને, મુસલમાનો નસીબને અને ખ્રિસ્તી અંગ્રેજો Fateને માને છે ને તેને બળે માણસને અમુક કર્મ કરવાં પડે છે એમ માને છે. હિંદુઓ પ્રારબ્ધને પૂર્વજન્મના સંસ્કાર માને છે. આપણે તો પૂર્વજન્મને માનતા નથી, પણ પૂર્વજોએ આપેલા સંસ્કારને પ્રારબ્ધ માનીએ તો આપણા સિદ્ધાન્તને એથી દોષ નથી આવતો. મુસલમાનો અને ખ્રિસ્તીઓ તો પૂર્વજન્મને માનતા નથી, એટલે તેઓ નસીબ અને Fate શેને કહે છે તે હું જાણતો નથી.

પણ જ્યારે પાછલાં સંસ્કારબળે માણસના નવા નવા સંસ્કાર ઘડાયે જાય છે, એ સંસ્કાર એને કર્મ કરવા પળે પળે આગળ ધકેલ્યે જાય છે. એમ જ્યારે નિર્માણને અનુસરીનેજ પ્રાણીને કર્મ કરવાં પડે છે, ત્યારે પુરુષાર્થ જેવું કંઇ છેજ નહિ શું? શાસ્ત્રોમાં પ્રારબ્ધ અને પુરુષાર્થ વિષે એટલી બધી ચર્ચા છે કે આપણે પણ તે પ્રશ્ન સંબંધે વિચાર કરવોજ પડે. વાસ્તવિક વાત તો એવી છે કે તત્ત્વમાંનો પુરુષ વિકાસ પામીને પ્રાણીમાં આત્મારૂપે પ્રકટ થયો. વિશેષ વિકાસ પામતાં 'હું છું' એવું આત્મજ્ઞાન એનામાં પ્રકટ થયું એ વાત સાતમા અધ્યાયમાં આવી છે. આ આત્મજ્ઞાનને હિંદુ દર્શનશાસ્ત્રમાં 'અહંકાર' નામ આપ્યું છે. આ અહંકારના વિકાસની કે વિકારની માત્રા વધી, ત્યારે તેમાં અભિમાન પ્રકટ થયું. આત્માને એ અભિમાને માન્યું કે મારાં કર્મ નિર્માણથી નથી થતાં, પણ હું પોતે કરું છું માટેજ થાય છે. પણ એ તો એનો ભ્રમજ છે. વિશ્વયંત્રના દરેક ચક્ર માટે—માનવી માટે પણ—કારણકાર્યના સ્વાભાવિક નિયમથી જે નિર્માણ થયું છે તેજ પ્રમાણે તેને કર્મ કરવાં પડે છે. ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ ३ : २७ ॥

"પ્રકૃતિના ગુણોથી સર્વ રીતે કર્મ કરાય છે. 'હું કરું છું' એમ

અહંકારી વિમૂઢ આત્મા માની લે છે.” કલાપી પણ કહે છે કે

“ ‘કર્યું છે’ ને ‘કરું છું હું,’ મિથ્યા એ અભિમાન હા;
કરી તે શું શકે પ્રાણી આ અનંત અગાધમાં.”

બાકી મિથ્યાભિમાનથી પોતાના પુરુષાર્થને માનનાર શું વિશ્વયંત્રના નિર્માણને ફેરવી શકે એમ છે? પોતાનું ધાર્યું કરી શકે એમ છે? એમ હોત તો કોઇ દુઃખીજ શા માટે રહેત? ‘તારું ધાર્યું થાતું હોય, તો સુખ સંચી દુઃખ હરે.’ ભર્તૃહરિ ઉદાહરણ આપે છે કે તાપે તપેલો માનવી આરામ લેવા તાડના ઝાડની છાયામાં જઇ બેઠો, ત્યાં તો ઉપરથી તાડનું ફળ પડયું ને તેનું માથું ફૂટયું! ભૂખ્યે ઊંદરે ખાવાનું શોધવા પુરુષાર્થ કરીને રાત્રે વાદીનો કરંડિયો કાણો કર્યો, ત્યાં તો તેમાંથી સાપ નીકળ્યો ને તેને ખાઇ ગયો. પુરુષાર્થ કર્યે ઊંદર માર્યો ગયો, વિનાપુરુષાર્થ સાપ કેદમાંથી છૂટયો ને શિકાર પામ્યો!

પણ વિમૂઢાત્મા અજ્ઞાનથી ને અભિમાનથી કર્મ કરવાની પોતાની જવાબદારી માની પુરુષાર્થને માથે ઓઢી લે છે, તેથી વળી તેનાં પરિણામમાં–ફળમાં સુખદુઃખ માની લે છે. બાકી ગીતા કહે છે એમ

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ ४ : १४

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ ४ : २०

“કર્મ મને સ્પર્શ કરતાં નથી, એના ફળને વિષે મને લાલસા નથી. આમ જે મને સારી રીતે જાણે છે તે કર્મથી બંધન પામતો નથી. આ અનાસક્ત કર્મસંન્યાસી યજ્ઞાર્થે નિર્માણકર્મ કર્યે જાય છે અને તેનાથી થતા ફળને વિષે–સુખદુઃખને વિષે તે અનાસક્ત રહે છે.”

ત્યારે નિર્માણ થએલી સ્થિતિમાં કરવાનાં છે, માટે કર્મ કરું છું એમ માનીએ તો આત્માનું અભિમાન–પુરુષાર્થનું અભિમાન ટળી જાય અને સુખદુઃખથીયે પર એવી સ્થિતિમાં અનાસક્ત યોગીની સ્થિતિમાં રહી શકાય.

પણ શંકા થશે, કે પુરુષાર્થની હામ ન હોય, ફળની અપેક્ષા ન હોય અને જવાબદારીનું ભાન ન હોય, એવી સ્થિતિમાં મનુષ્યને કર્મ કરવાનો ઉત્સાહ કેમ રહે? આ શંકા મિથ્યા છે, કારણ કે આત્મરક્ષણની ને વંશવર્ધનની પ્રેરણાનું જ બળ એવું પ્રચંડ છે કે કોઇ પણ પ્રાણી કર્મ કર્યા વિના તો રહી શકવાનો જ નથી. ગીતા પણ સ્પષ્ટ કહે છે, કે

न हि कश्चित् क्षणमपि जातुतिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ३ : ५ ॥

"કર્મ કર્યા વિના એક ક્ષણ કોઇ રહી શકતું નથી. પ્રકૃતિજન્ય ગુણો પરાણે પણ સર્વ કર્મ કરાવે છે." આમ કર્મ તો કર્યા વિના રહેવાવાનું નથી જ, તો પછી પુરુષાર્થનું અભિમાન ટાળીને, આવી પડેલો ધર્મ માનીને કર્મ કરીએ તો આત્માને શાન્તિ રહે, ફળ મળ્યે આનંદનો દર્પ ન થાય, ન મળ્યે ખેદનો ઉદ્વેગ ન થાય. समदुःखसुखं धीरं ( २ : १५ ) જેવા થઇ રહેવાય.

કેટલાક માને છે કે જે થાય છે તે સારા માટે જ થાય છે, અથવા તો ભગવાન જે કરે છે તે સારા માટે જ કરે છે. એ પણ ભ્રમ છે. થવાનું છે માટે જ થાય છે, એમ થવા નિર્માયું છે માટે જ થાય છે. બાકી તાત્ત્વિક દૃષ્ટિએ તો કશુંય સારું નથી, કશુંય ખોટું નથી, એ તો માત્ર તાત્ત્વિક વિકાસક્રમ જ છે. હા, સારું ખોટું તો માનવીની અજ્ઞાન- અને સ્વાર્થ-દૃષ્ટિએ છે.

પણ ત્યારે એમ છે, નિર્માણ પ્રમાણે જ વિશ્વયંત્રમાં મનુષ્યમાત્રને ચાલવું પડે છે, ત્યારે સમાજમાં એના સારા ગણાતા કર્મ માટે ઇનામ અને ખોટા ગણાતા કર્મ માટે સજા ભોગવવાને એ બંધાએલો તો નહિ જ ને? ત્યારે સમાજને એ જવાબદાર તો નહિ જ ને? એને એના નિર્માણ તરફ ધકેલતી પ્રેરણાએ એનાથી સમાજના નિયમ તોડાય, તેને સારુ એ દોષભાગી શા માટે? એ સારુ સમાજે શા માટે એને સજા કરવી જોઈએ? બેશક એ જે કર્મ કરે છે તેને માટે તાત્ત્વિક નિયમે તો એના ઉપર અસર થાય છે, તે રીતે તો તેને તેનું ફળ ભોગવવું જ પડે છે, તે પ્રકારે એના ચિત્તમાં સંસ્કાર પડે છે. અગ્નિમાં હાથ નાખે તે બળે છે. પછી વળી સમાજે શા માટે એને સજા કરવી જોઈએ? દુઃખથી અકળાઈને કોઈ દુખિયો ઝેર ખાય, તો સ્વાભાવિક નિયમથી એ મરે; જીવતો રહે તો એના શરીરમાં એ ઝેર અસર કરી જાય. પછી વળી સમાજે શા માટે એને સજા કરવી જોઈએ? વ્યભિચાર કરનારના દેહ અને આત્મા ઉપર સ્વાભાવિક નિયમથી અસર થાય. પછી વળી સમાજે શા માટે એને સજા કરવી જોઈએ? આવા પ્રશ્નોનો ઉત્તર સમાજગુરુઓ આમ આપે છે: "ભાઈ, તત્ત્વના પ્રદેશમાં તત્ત્વ ફળ આપે, સમાજના પ્રદેશમાં સમાજ ફળ આપે. અગ્નિમાં તું હાથ નાખે, તેની સાથે અમારે કંઈ લેવાદેવા નથી; એટલે એ બાબતમાં અમે તને ફળ આપવાના નથી. પણ આત્મહત્યા અને વ્યભિચાર કરવાથી સમાજવ્યવસ્થાનો ભંગ થાય છે, માટે સમાજ તને સજા કરવાનો જ. જો સમાજની સજા તારે ભોગવવી ન હોય તો સમાજથી મળતા લાભ પણ તારે છોડવા જોઈએ, તારે આ સમાજ છોડી ચાલ્યા જવું જોઈએ, જંગલમાં જઈને વસવું જોઈએ; અથવા તો જે સમાજમાં એ કર્મોથી સમાજવ્યવસ્થાનો ભંગ ન મનાતો હોય તે સમાજમાં જઈ રહેવું જોઈએ."

પણ પેલો મનુષ્ય તો કહે છે: "ગુરુજી, મારે નિર્માણાનુસાર—

સંસ્કારબળે મને પ્રેર્યો, ધકેલ્યો, એટલે મારાથી એ કર્મ કરાયાં, કર્યા વિના મારાથી ન રહેવાયું; શી રીતે રહેવાય? પણ એમાં મારો દોષ શો કે તમે મને સજા કરો છો?" ત્યારે સમાજગુરુ તેને ઉત્તર આપે છે: "બાપુ, તેં જે સંસ્કાર સમાજ ઉપર—અમારી ઉપર નાખ્યા, તે સંસ્કારબળે તને સજા કરવી એવું અમારું નિર્માણ નિર્માયું, એટલે અમારાથી તને સજા કર્યા વિના નથી રહેવાતું; શી રીતે રહેવાય? વળી અમારી સજાના સંસ્કાર તારા ઉપર અને તારા જેવા બીજા ઉપર પણ પડશે, એટલે તમને બધાને સમાજભંગનાં એવાં કર્મ ફરી કરવાનું મન નહિ થાય. આ બધા વિચારસંસ્કારોને બળે અમારાથી તને સજા કર્યા વિના રહેવાતું નથી, એમાં અમારો શો દોષ? તું જેમ નદીમાં તણાતા તણખલા જેવો છે, આ સમાજ અને એમાંના અમે પણ તેમજ તત્ત્વનદીના પ્રવાહમાં તણાતા તણખલા જેવા પરવશ છીએ. તું અને અમે તત્ત્વયંત્રનાં ચક્ર છીએ. સમાજભંગના તારા કર્મમાં તારો કંઇ દોષ નથી, તો તને સજા કરવાના અમારા કર્મમાં અમારો પણ કંઇ દોષ નથી."

ઘણી વખત માનવીને લાગ્યા જાય છે કે 'બુદ્ધિ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને:' (કલાપી.) દુર્યોધને કહેલું:

> जानामि धर्मं न च मे प्रवृत्तिः
> जानाम्यधर्मं न च मे निवृत्तिः।
> केनापि देवेन हृदि स्थितेन
> यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

"ધર્મને હું જાણું છું, તથાપિ તેને આચરી શકતો નથી; અધર્મને હું જાણું છું, તથાપિ તેનાથી દૂર રહી શકતો નથી. હૃદયમાં કોઇ એક દેવ (સંસ્કારબળ—અંતર્યામી) રહેલો છે, તે જેમ પ્રેરે છે તેમ

કરું છું." 'બુદ્ધિ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને.' મારો શો ઉપાય? મારો શો દોષ? દુર્યોધન આમ કહે તેના ઉત્તરમાં પાણ્ડવો કહે કે "પણ અમનેય કૃષ્ણ પ્રેરે છે, તારા અધર્મ માટે તને સજા કરવા પ્રેરે છે, તેથી તેમ કર્યા વિના અમારાથી પણ નથી રહેવાતું, એમાં અમારો શો ઉપાય? અમારો શો દોષ?" અને અન્તે કૃષ્ણના–તત્ત્વના સ્વાભાવિક નિયમના–પ્રેર્યા પાણ્ડવોએ દુર્યોધનને માર્યો.

પણ એમ સજા કરવાથી માણસ કે સમાજ સુધરતો નથી, વૈરવૃત્તિથી વૈરવૃત્તિ બંધાય છે, સમાજભંગ વધે છે. એ અનુભવસંસ્કાર સમાજ ઉપર પડ્યા એટલે હવે એ માનતો થાય છે કે જ્યારે માનવી પરવશ છે, સંસ્કારબળે પ્રેરાયો પોતાનાં કર્મ કરે છે. ત્યારે તો એ દયાને પાત્ર છે, સહાનુભૂતિને પાત્ર છે, તિરસ્કારને પાત્ર તો નથી જ. જનસમાજે નાખેલાં સંસ્કારબળે, તેના ઉપર નાખેલાં બંધનને બળાત્કારે ધકેલાઇને વિધવા બિચારી વ્યભિચાર કરે, ગર્ભપાત કે ભ્રૂણહત્યા કરે, અંતે આત્મહત્યા કરે, એમાં એનો શો દોષ? ચોર ચોરી કરે એમાં એનો શો દોષ? ખરે જ એ તિરસ્કારને પાત્ર નથી, દયાને અને સહાનુભૂતિને પાત્ર છે. શિક્ષાનો સાચો અર્થ ઉપદેશ છે, એનો હેતુ શિષ્યને સદાચાર શિખવવાનો છે. એનો એ હેતુ તિરસ્કારથી નહિ, પણ દયાથી ને સહાનુભૂતિથી પાર પડશે. સજાની હિંસાથી પાર નહિ પડે, દયાની અને સહાનુભૂતિની અહિંસાથી પાર પડશે. જગતને આજે આ નિયમ સાંપડ્યો છે. મહાત્મા ગાંધીજીની તપશ્ચર્યાએ સમાજ ઉપર નાખેલે સંસ્કારબળે આજે સાંપડ્યો છે, કાલની વાત તો કોણ જાણે?

પણ જ્યારે એમ છે, મનુષ્ય વિશ્વયંત્રમાં ચક્રની પેઠે નિર્માણનો પ્રેરાયો કર્મ કરે છે, તેને કર્મ કરવાની સ્વતંત્રતા નથી, તેને કર્મ કરવાં જ પડે છે, ત્યારે અંતર્દીપ, અંતર્યામી, અંતરાત્મા, અંતઃકરણ જેવું કશું છે જ નહિ? ધર્મગુરુ કહે છે કે "અંતઃકરણ વિરુદ્ધ

ન વર્તજે, તારા અંતરાત્માને પૂછીને કર્મ કરજે, અંતર્દીપ સત્યજ માર્ગ દેખાડશે.” આ બધું ત્યારે શું ખોટું? બેશક આ પ્રશ્ન મહત્ત્વનો છે, અને વિચારવો જ ઘટે.

આ જ અધ્યાયમાં આપણે એક સિદ્ધાન્ત તરી આવેલો જોયો કે પ્રાણી જે પળે જે કર્મ કરવું યોગ્ય દેખે છે, તેનાથી વિરુદ્ધ તે પળે તે કંઇજ કરી શકતો નથી. તેજ કર્મ એને કરવું પડે છે. એટલે જ કે અંતઃકરણ વિરુદ્ધ—આત્મપ્રતીતિ વિરુદ્ધ તો કોઇથી કશુંય કર્મ થઇ શકતું નથી. પણ એ અંતઃકરણ, અંતર્દીપ હમેશાં સત્યજ માર્ગ દેખાડે છે શું? અંતર્દીપ પોતેજ શું છે? દારૂડીઆનો અંતર્દીપ કેવો હોય છે? ચોરનો અંતર્દીપ કેવો હોય છે? આ વિષયનું આપણે પૃથક્કરણ કરવું ઘટે. સમાજમાં મૂડીવાદે અમુક માણસને લૂંટી ભિખારી બનાવ્યો છે, છતાં જીવતા રહેવાને—આત્મરક્ષણને માટે એને રોટલો તો જોઇએ. એનું ચિત્ત રોટલો મેળવવા પ્રેરાય છે. બુદ્ધિ એને ચોરીનો માર્ગ શોધી આપે છે, એટલે એને ચોરી કરવાનું મન થાય છે. અને ત્યારે ‘હું છું’ એ જ્ઞાન, આત્મભાન—અહંકાર ‘હું જીવતો રહું’ એ ઇચ્છાએ એને ચોરી કરવાની સમ્મતિ આપે છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ બધાનો સમુદાય મળીને ચોરીના કાર્યને ઇષ્ટ માને છે. પણ વળી એ જુએ છે કે સમાજના લોક ચોરીને અસત્કર્મ માને છે. એટલે ચોરી ન કરવી એમ પણ એ માને છે. પણ પોતાને એ પૂછે છે કે ‘રોટલા વિના ત્યારે શું મરવું? બધાય જીવે છે ને મારે જ શા માટે મરવું?’ એમ આત્મરક્ષણને માટે રોટલાની તાણ એટલી ભારે થઇ જાય છે કે સમાજે માનેલા અસત્કર્મની તુલા કરતાં એની રોટલાની તાણની તુલા ધીરે ધીરે નમતી જાય છે. એ તાણાતાણ પછી છેવટે એવા સમાધાન ઉપર એ આવે છે, એનો અંતર્દીપ એને એમ સૂચવે છે, કે ગમે

તેમ થાય તોય ચોરી તો કરવીજ. 'બુદ્ધિ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને.' અને છેવટે એ ચોરી કરવા નીકળે છે.

ચોર રાત્રે ચોરી કરવા નીકળે છે એ ઉપરથી એમ ન માનશો કે એ પોતાના અંતર્દીપની વિરુદ્ધ કર્મ કરે છે, અથવા એને એ અસત્કાર્ય માને છે. એ તો સમાજના ભયને લીધેજ રાત્રે નીકળે છે, કારણ કે રાત્રે સમાજનો કોઇ માણસ હોય નહિ, તેથી પકડાય નહિ અને સજા પામે નહિ. બાકી દિવસે પણ કોઇ માણસ હોય નહિ, તો એ તો દિવસે પણ ચોરી કરેજ. પોલીસની પણ એને અંતર્દીપે ગણતરી કરેલી ને એ અંતર્દીપેજ એને રાત્રે ચોરી કરવા મોકલેલો. વળી સંસ્કારો એને પ્રેરે તો બીજીજ પળે એ પસ્તાવા માંડે, પ્રાયશ્ચિત કરવા માંડે.

અનેક ગોસાંઇજી મહારાજો ગુપ્તમાં વ્યભિચાર કરે છે. પણ દામોદરલાલજી મહારાજને એમને સંસ્કારબળે—અંતર્દીપે કહ્યું: "ના, એમ ગુપ્ત વ્યભિચાર કરવો તેમાં તો પાપ છે, પ્રકટ રીતે નર્તકી હંસા સાથે લગ્ન કરી રહેવું એ એથી તો સારું છે." અને એ મહારાજે એમ કર્યું. પતિતને પાવન કરવાની આજ્ઞા એ અંતર્દીપે કરી હોય, તેને પરિણામે પણ એ લગ્ન થયું હોય. એ મહારાજ તો એમજ કહે છે.

પ્રેરણામાંથી વિકાસ પામીને મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર થયાં અને તે આત્માનાં અંગરૂપ બની રહ્યાં. પૂર્વ સંસ્કારને અનુરૂપ બની એ બધાં શુદ્ધરૂપે કે દુષિતરૂપે પણ કાર્ય કરવા માનવીને પ્રેરે. મનના દોષને ભ્રમણા કહીએ, એ ભ્રમણામાં આપણે ભૂત જોઇએ. બુદ્ધિના દોષને ભ્રમ કહીએ, એ ભ્રમમાં સૂર્યને પૃથ્વીની આસપાસ ફરતો માનીએ. ચિત્તના દોષને અનવધાન કહીએ, અનવધાન અવસ્થામાં ઘડીઆળના ટકોરા વાગે તે સાંભળવા છતાં સાંભળીએ નહિ. અહંકારની

ભૂલને મૂર્ચ્છા કહીએ. એ બધાનો સમુદાય શુદ્ધરૂપે કાર્ય કરે ત્યારે આત્મા વિશુદ્ધ બને, વિવેકી બને; ભ્રમરૂપે કાર્ય કરે ત્યારે અજ્ઞાન, જડ દશા ભોગવે. એ બધાંને પરસ્પર વિરુદ્ધ ભાન થાય ત્યારે સંગ્રામ થાય, પોતપોતાને સંસ્કારબળે સંગ્રામમાં સામાનો છેદ ઉડાડે; અંતે જે તરી આવે ને જીતે, તેને અનુકૂળ માનવી કાર્ય કરે. આ ચાર ગુણનો સમુદાય એમ અંતે નિર્ણય કરે તેનેજ ધર્મગુરુઓએ અંતઃકરણની, (Conscience = સંજ્ઞાન, Science = વિજ્ઞાન) અંતર્દીપની, અંતર્નાદની, અંતરાત્માની, અંતર્યામીની પ્રેરણા કહી. તેમણે તેને ધાર્મિક સ્વરૂપ આપ્યું, એટલે એની સામે કોઈ વિરોધ ન ઉઠાવે. સમાજકલ્યાણનાં કાર્ય કરવા પ્રેરનાર અંતઃકરણને આપણે વિશુદ્ધ માનીએ. અને તેથી, વિશુદ્ધ અંતઃકરણ (Enlightened Conscience) હમેશ સત્યજ માર્ગ દેખાડે છે એમ માનીએ. બાકી અંતર્દીપ સદાય સત્યજ માર્ગ દેખાડે છે એમ માનવું મિથ્યા છે, ભ્રમ છે.

બાકી તમે કહો છો એમ અંતર્દીપ હમેશાં સાચીજ રીતે ઈશ્વરપ્રકાશ હોય, તે સદાય સત્યજ માર્ગ દેખાડતો હોય તો એ ચોરની વાત જવા દો, કેશવચંદ્ર સેન જેવા ધાર્મિક પુરુષની વાત કરો. રાજા રામમોહન રાયે સ્થાપેલો બ્રાહ્મસમાજ એ ભક્તજનને મોળો પડ્યો ને ત્યારે તેનાથી જુદા પડીને એમણે નવવિધાન બ્રાહ્મસમાજ સ્થાપ્યો. એ બહુ પ્રચણ્ડ વિચારક અને સુધારક હતા. યુરોપ સુધી એ પ્રખ્યાત થયા હતા. વારંવાર કહેતા કે અંતર્નાદ દ્વારા મને પ્રભુપ્રેરણા મળે છે. એવામાં એમની બાળપુત્રીના લગ્નનો પ્રસંગ ઊભો થયો. કુચવિહારના પાટવીકુંવર માટે માગું આવ્યું. એ સમાજના બીજા સભ્યોએ તો એ બાળવિવાહને હસી કાઢ્યો. પણ કેશવચંદ્ર સેનને લાગ્યું કે એમ કુચવિહાર જઈને વાતચીત કરવાની મને પ્રભુપ્રેરણા થાય છે. મિત્રોએ તેમને કુચવિહાર જતાં વાર્યા. તેમણે કહ્યું કે હું બાળલગ્ન તો નહિજ કરું, પણ પ્રભુપ્રેરણાને અનુસરીને ત્યાં જઈ

વાતચીત કરી આવીશ. ત્યાં ગયા. સંસ્કારબળે, પણ પ્રભુપ્રેરણાને નામે, કુચવિહાર જઈને ભૂલો ઉપર ભૂલો કરી નાખી. પ્રભુપ્રેરણા થઈ એટલે પુત્રીનું લગ્ન પણ કરી નાખ્યું! પાછા કલકત્તે આવ્યા. બાળલગ્નને પાપ માનનાર આવા પ્રભુભક્તના આ કર્મથી એ સમાજમાં વિગ્રહ જાગ્યા અને પં. શિવનાથ શાસ્ત્રી જેવા અગ્રેસરોએ એ સમાજમાંથી નીકળી જઈને વળી ત્રીજો–સાધારણ બ્રાહ્મસમાજ સ્થાપ્યો.

આત્મપ્રતીતિને પ્રભુપ્રેરણા માનવાના ભ્રમથી આવાં પરિણામ આવે છે. બાકી સાચી વાત તો એ જ છે કે પૂર્વ સંસ્કારોને બળે માનવીને અમુક વિચારો ને સ્ફુરણાઓ સ્ફુરે છે. ધર્મગુરુઓએ ઉપજાવેલા ભ્રમને લીધે એને એ પ્રભુપ્રેરણા માની બેસે છે. એને જ પરિણામે કૃષ્ણભક્ત પોતાને કૃષ્ણપ્રભુની પ્રેરણા પામતો માને છે, કૃષ્ણનાં સ્વપ્ન સેવે છે; ક્રાઇસ્ટભક્ત પોતાને ક્રાઇસ્ટપ્રભુની પ્રેરણા પામતો માને છે, ક્રાઇસ્ટનાં સ્વપ્ન સેવે છે. બાકી હજી સુધી તો કોઇ વૈષ્ણવ ભક્તને કૃષ્ણભગવાને રોમની જાત્રાએ જવાની પ્રેરણા નથી કરી, નથી તો કોઇ ખ્રિસ્તી ભક્તને ક્રાઇસ્ટ ભગવાને ગોપી રૂપે રાસ રમવાની પ્રેરણા કરી! એટલે પ્રભુપ્રેરણાની વાત મિથ્યા છે, બુદ્ધિનો ભ્રમ છે, મનની ભ્રમણા છે. બાકી તો જેને જેવી લગની લાગે, તેને તેનાં સ્વપ્નાં આવે, એટલું એ જ.

ઘણી વખત પ્રભુપ્રેરણાને અનુસરીને કર્મ કરનારને ખૂબ આત્માનંદ થયો લાગે છે. પણ એ ય ભ્રમ છે, ભ્રમણા (ભામા) છે. આનંદ તો એટલા માટે થાય છે કે પોતાના મનને બંધબેસતું કર્મ થયું છે, જેમ રંગને બંધબેસતો રંગ મળે છે ત્યારે સુંદર લાગે છે તેમ. ભાવતી વસ્તુ મોંમાં પડે ત્યારે કોને આનંદ ના થાય? પણ જ્યારે એ કર્મનું ફળ પોતાના મનને વિપરીત લાગે છે ત્યારે તેને માટે વિષાદ પણ એટલો જ થાય છે. "આચાર્ય, કાકા, પુત્રો, પિતામહ, મામા, સસરા, પૌત્રો, સાળા અને બીજા સંબંધીજન જીવતની અને ધનની આશા છોડીને યુદ્ધને સારુ ઊભેલા છે. તેઓ ભલે મને મારી

નાખે. ભલેને મને ત્રણ લોકનું રાજ્ય મળે તોય, હે મધુસૂદન હું તો તેમને હણવા ના ઇચ્છું. તો પછી જમીનના એક ટુકડાને સારુ તો કેમ જ હણું?" એમ ઉન્નત અને અહિંસક ભાવનાએ પ્રેરાએલા અર્જુનને કંઈ બીજી જ કૃષ્ણપ્રેરણા થઈ ને ત્યારે તે અન્તે બોલી ઊઠ્યો:

नष्टो मोहः स्मृतिर्लब्ध्वा त्वत्प्रसादान्मयाऽच्युत।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव॥ १८ : ७३ ॥

"હે અચ્યુત, તમારી કૃપા વડે મારો મોહ નાશ પામ્યો છે, મને ભાન આવ્યું છે. શંકાનું સમાધાન થયાથી હું સ્વસ્થ થયો છું. તમારું કહ્યું કરીશ" અને એમ કહીને યુદ્ધ કર્યું. જેમને નહોતો હણવા ઇચ્છતો તેમને હણ્યા. અને પરિણામે? તેને લાગ્યું જે મહા-અનર્થ થયો! તેના વિષાદનો પાર ન રહ્યો. જે જમીનના ટુકડાને માટે–રાજ્યને માટે આટલો સંહાર કર્યો, તે રાજ્ય અકારું થઈ પડ્યું; અંતે ભાઈઓ ને પત્ની સાથે હિમાલય સેવવા ચાલ્યા જવું પડ્યું. આમ અર્જુને પ્રભુપ્રેરણા માનીને જે કર્મ કર્યું, તેને પરિણામે તેને વિષાદ સેવવો પડ્યો. આથી પણ સ્પષ્ટ થશે કે પ્રભુપ્રેરણા જેવું કંઈ છે જ નહિ; ભ્રમથી જેને પ્રભુપ્રેરણા માનવામાં આવે છે, તે સત્ય માર્ગ દેખાડી પણ શકતી નથી. ત્યારે હવે વેદને કે કોઈ પણ ધર્મગ્રંથને ઈશ્વરપ્રેરિત કે ઈશ્વરપ્રણીત કેમ માની શકાય? માનવાનો અર્થ શો?

અને ત્યારે આ અધ્યાયના વિવેચનથી આપણે જોઈ શક્યા કે પ્રાણી પોતાનાં અનંત પૂર્વજોના આનુવંશિક અને જન્મ પછીથી આસપાસના પારિવારિક સંસ્કારોને બળે જે તે કાર્ય કરવા પ્રેરાય છે. વિશ્વયંત્રમાં મનુષ્ય ચક્ર રૂપે ગોઠવાએલો છે, એટલે તાત્વિક નિયમે નિર્માણ થએલાં કર્મ એને કરવાં જ પડે છે, એમાંથી એ છટકી શકતો નથી. અલ્પમતિ માનવી એ નિર્માણ સર્વાંશે જાણી

શકતો નથી. નિર્માણના ધકેલાયા એને કર્મ કરવાં પડે છે, એટલે પુરુપાર્થ જેવું કંઇ છેજ નહિ. માનવીએ પોતાના અભિમાનથી પુરુપાર્થ ઓઢી લીધો, એટલે જવાબદારી પણ માથે ઓઢવી પડી; બાકી અનાસક્ત યોગીને પુરુપાર્થ કે જવાબદારી એકે સાથે લેવાદેવા નથી, એ તો એમ જ માને છે કે આવી પડેલાં કર્મ યજ્ઞાર્થ કર્યાં કરું છું. કર્યાં કર્મનાં ફળ તાત્ત્વિક નિયમથી આવે છે. પણ એથી યે એ યોગી સુખદુઃખ માનતો નથી. જે સ્થિતિમાં છે તેમાંજ એ તો સંતોષ માની લે છે.

પોતાના સંસ્કારને બળે મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકારને સમુદાયે ગડમથલ કરીને આપેલા સમાધાન પ્રમાણે કાર્ય કરવા આત્મા પ્રેરાય છે. બાકી સત્યજ માર્ગ દેખાડનાર નથી તો કોઇ અન્તર્દીપ કે નથી તો કોઇ પ્રભુપ્રેરણા. એ તો માત્ર ભ્રમણા છે. નિર્માણ પ્રમાણેજ એને કર્મ કરવાં પડે છે. બિચારા દુર્યોધને ઠીકજ કહેલું. કે ધર્મ ને અધર્મ જાણ્યા છતાંયે હું તેને અનુસરી કે હઠાવી શકતો નથી. પ્રાણીના કર્મની ગતિ આમ ન્યારી છે. ત્યારે માનવી એનાં કર્મ માટે તિરસ્કારને, હિંસાને પાત્ર નથી; દયાને, સહાનુભૂતિને, અહિંસાને પાત્ર છે.

## અધ્યાય ૧૦

## નીતિ અને ધર્મ–પુણ્ય અને પાપ

ત્યારે માનવી જો પોતાને સંસ્કારબળે એટલે કે વિશ્વને નિર્માણબળે કર્મ કરવાને પ્રેરાતો–ધકેલાતો હોય, તેને માટે નિર્માણ થએલાં કર્મ તેણે કરવાં જ પડતાં હોય, તો તો પછી સત્કર્મ અને અસત્કર્મનો ભેદ જ ક્યાં રહ્યો? નીતિય ક્યાં રહી ને ધર્મય ક્યાં રહ્યો? ત્યારે તો પુણ્યય શું ને પાપય શું? સમાજમાં આ વિષય એટલો મહત્ત્વનો છે કે તેનો વિચાર ને નિર્ણય કર્યા વિના ન જ ચલાવી શકાય.

હવે ત્યારે ધર્મની વ્યાખ્યા પ્રથમ જોઇએ. અગ્નિ બીજી વસ્તુને બાળે છે એટલે અગ્નિનો ધર્મ બાળવાનો. એ ધર્મ એનામાં ન હોય તો પછી તે અગ્નિ જ નહિ. અગ્નિ નાશ પામતાં એ ધર્મ નાશ પામે, એ ધર્મ નાશ પામતાં અગ્નિ નાશ પામે. આ ધર્મને આપણે લૌકિક ભાષામાં ગુણ પણ કહીએ છીએ.

આપણે પાછળ વારંવાર જોઇ ગયા કે વનસ્પતિ અને પ્રાણી માત્રને આત્મરક્ષણની અને વંશવર્ધનની પ્રેરણા સ્વાભાવિક જ છે. એ પ્રેરણા તેનો ધર્મ કે ગુણ છે. એ ધર્મ એનામાં ન હોય તો પછી

તે વનસ્પતિ કે પ્રાણી જ નહિ. તે નાશ પામતાં એ ધર્મ નાશ પામે, એ ધર્મ નાશ પામતાં વનસ્પતિ અને પ્રાણી નાશ પામે.

ત્યારે વનસ્પતિ અને પ્રાણી પોતાના ધર્મ પ્રમાણે પોતાનું આત્મરક્ષણ અને વંશવર્ધન કર્યે જાય છે. સ્થાવર વનસ્પતિમાંથી વિકાસ પામીને જંગમ પ્રાણી થયું; તે આત્મરક્ષણની ને વંશવર્ધનની સામગ્રી શોધવા પગે ચાલતું થયું, તેને લીધે ત્યારથી જ તેની બુદ્ધિમાં પણ વિકાસ થયો. ક્યાં અને કેમ એ સામગ્રી મળશે કે નહિ મળશે, તેનો વિચાર કરતું થયું. મળે ત્યાં જવું, ન મળે ત્યાં ન જવું એ એનો ધર્મ થયો; મળે ત્યાં ન જવું, ન મળે ત્યાં જવું, એ એનો અધર્મ થયો. આને આપણે નીતિ પણ કહીએ. જીવન ધારણ કરવાનો માર્ગ બતાવે તે ધર્મ (धृ=ધારણ કરવું); જીવન ધારણ કરવાને માર્ગે લેઇ જાય તે નીતિ (नी=લેઇ જવું).

ત્યારે આ ધર્મ એકે એક વનસ્પતિને અને પ્રાણીને વળગેલો છે. વનસ્પતિમાંથી વિકાસ પામીને પ્રાણી થયું, એટલે એના એ ધર્મનો વિકાસ થયો. વંશવર્ધનમાં ચક્રવાકનો અને સારસનો દંપતી-ધર્મ કેટલો વિકાસ પામ્યો છે એ તો આપણે જાણીએ છીએ.

मध्याह्ने दववह्निनोष्मसमये दंदह्यमानाद्रिरः
कृच्छ्रान्निर्गतमुत्तृषं जलमथो वीक्ष्यैकरक्षाक्षमम् ।
प्रेम्णा जीवयितुं मिथः पिव पिवेत्युच्चार्य मिथ्या पिवन्
निर्मग्नास्यमपीतवारि हरिणद्वन्द्वं विपन्नं वने ॥

"ઉનાળાને ખરે બપોરે હરણદંપતી પાણીની શોધમાં દોડ્યે જાય છે. આગલી રાતે માવઠું થએલું, તેના પાણીમાં ગાયનું પગલું પડેલું; એ પગલામાં થોડું પાણી રહી ગયું છે. એ હરણદંપતી મહાઆનંદે એ પગલામાંનું પાણી પીવા ધાય છે. પણ બન્ને જુએ છે કે એટલું

થોડું પાણી બંનેની તરસ છિપાવી શકે એમ નથી, એકની જ છિપાવી શકે એમ છે. હરણને થયું: 'ભલે હું તરસે મરી જાઉં, મારી પ્રિયા એટલું પાણી પીને જીવે તો બસ; પણ હું નહિ પીઉં તો એ પણ નહિ પીએ, માટે હું પીઉં છું એમ એને દેખાડું.' એમ વિચારીને એ ખાબોચિયાના અંજલિ જેટલા પાણીને મોં અડાડે છે. હરણીને પણ એમ જ થાય છે ને એમ જ વિચારીને એ પણ પાણીને મોં અડાડે છે. પોતે મરીને પણ પોતાના પ્રિયજનને જિવાડવાની ઇચ્છાએ બંને પાણીને મોં અડાડી એક બીજાને ફોસલાવી રહ્યાં છે, કોઇ પણ પાણી પીતું નથી. બંને તરસે તરફડીને પડે છે, ધખધખતી ધરતી ઉપર શેકાઇ મરે છે!" ઇતર પ્રાણીમાં ધર્મભાવ નથી, સંસ્કૃતિ પામેલા માનવીમાં જ ધર્મભાવ છે, એવું મિથ્યાભિમાન ધરાવનાર માનવસમાજમાં પણ હરણના જેવો દંપતીધર્મ વિરલ છે એમ આપણા સંસ્કૃત કવિએ આપેલું આ સુંદર ઉદાહરણ કહી દે છે.

વંશવર્ધનને માટે દંપતી–નરનારી સંયોગ કરે ને તેથી સંતાન થાય, એટલે વંશવર્ધનની જ પ્રેરણામાંથી વિકાસ પામીને સંતાનધર્મ પ્રકટ થયો. બાળક નિર્બળ અને નિરાધાર હોય, તેથી તેનાં માતાપિતા એ ધર્મપ્રેરણાએ તેનું પોષણ કરે, રક્ષણ કરે. ચકલી ને બીજાં પંખી આહાર ખોળીને લાવી માળામાં નિરાધાર પડેલાં પોતાનાં બચ્ચાંને કેવા હેતથી ચાંચે ચાંચમાં મૂકીને ખવાડે છે, એ ગમે એવું કઠોરહૃદય માનવી જુએ ને વિચારે તો તેના હૃદયમાંથી કઠોરતા ચાલી જાય ને કોમળતા આવે! વાછરડાને કોઇ ખસેડે તો ખીલે બાંધેલી તેની ગાયમાતા કેમ દયાર્દ્ર ભાવે બરાડે છે! છૂટી હોય તો વાછરડાનું રક્ષણ કરવા તે કેવી ફરી વળે છે! અને કૂતરીનાં તાજાં જન્મેલાં બચ્ચાંને ઉપાડો, તો એ તેમનું રક્ષણ કરવાને એવે ભયંકર ભાવે તમારા ઉપર કૂદી પડે કે જન્મારામાં કૂતરીનાં બચ્ચાંનું નામ દેવું ભૂલી જાઓ! ભયનો સંભવ આવતાં દૂર રમતા બચ્ચાને છાતીએ

વળગાડી વાનરમાતા દોડી જાય છે એ જોઈને સૌ કોઈને આનંદ થાય. આનું નામ સંતાનધર્મ. માતાએ બાળકને ગર્ભમાં સેવ્યું છે, પિતાના કરતાં વધારે કષ્ટ વેઠ્યું છે. એમ વધારે આપેલા ભોગને પરિણામે બચ્ચા ઉપર પિતા કરતાં માતાને વધારે હેત હોય છે. બાળક પણ પિતાની કરતાં માતાની ગોદ પહેલી શોધે છે. માનવસમાજમાં પણ એમ જ છે: બાપના રાજ્યમાં બાળક ના પલવાય, માના રેંટિયામાં ય પલવાય! લાડ લડાવીને બગાડે, તોય માતાનો સ્નેહ! મારે ને પછી રડે એ માતાનો સ્નેહ!

પ્રાણીનો સંબંધ વિસ્તરતો ગયો, વિકસતો ગયો, તેમ તેમ તેનો ધર્મ પણ વિસ્તરતો ગયો, વિકસતો ગયો. કીડીઓ, માખીઓ અને બીજાં પશુપંખીઓએ એ સંબંધ વિસ્તારીને સમાજ બાંધ્યા, કારણ કે તેથી આત્મરક્ષણ અને વંશવર્ધન સુવ્યવસ્થિત રીતે થાય છે એમ તેમને સમજાયું. એ સમાજ સુવ્યવસ્થિત રીતે ચાલે એ પ્રકારે તેમણે વ્યવસ્થા કરી. એ વ્યવસ્થા એ જ સમાજધર્મ. મધપુડામાં કોઈ પરાયું પ્રાણી આવે તો તેને એકાદ ખાનામાં ઘાલી મીણથી બંધ કરી દે ને મારી નાખે. બધાં પ્રાણીઓનો સમાજધર્મ આત્મરક્ષણ ને વંશવર્ધન માટે જ છે.

માનવીએ પણ એટલા જ માટે કુટુંબ બાંધ્યું, ત્યાર પછી કુટુંબોનો સમાજ બાંધ્યો. પછી નાની નાની જાતિઓના સમાજ બંધાયા. અને એમ નાના નાના સમાજ વિસ્તરતાં વિસ્તરતાં મોટા થતા ગયા, દેશની સીમાઓ સુધી પહોંચ્યા: એ દરેક સમાજનો મુખ્ય ધર્મ એ રહ્યો કે તેની અંદરનાં માનવીઓનું અને તેમનાં સંતાનોનું બહારના શત્રુઓથી રક્ષણ કરવું; એ રક્ષણ કરતાં જરૂર પડ્યે બહારનાંનું ભક્ષણ પણ કરવું. ચોર પોતાના સમાજમાંના કોઈની ચોરી નહિ કરે, બહારના ગમે તેની ચોરી કરવામાં તેનો ધર્મ એને મના નથી કરતો. લૂંટારાને

પણ એમ જ. હજી કેટલીક વનવાસી જાતિઓ મનુષ્યભક્ષણ કરે છે. એ જાતિમાંનો કોઇ માણસ પોતાની જાતિના કોઇ પણ માણસને કદાપિ નહિ મારી ખાય, બીજી જાતિનો માણસ મળે તો લાગ મળ્યે કદાપિ નહિ છોડે. સંસ્કૃતિએ ઊંચે આવેલા આપણે માણસનું માંસ તો નથી ખાતા, પણ તે સિવાય બીજું શું છોડીએ છીએ? પોતાના સમાજમાંના કે સમાજ બહારના માણસનું જીવન ચૂશી નાખવામાં શું બાકી રાખીએ છીએ એ જોવું હોય તો આજે જગતના અને ખાસ કરીને યુરોપ-અમેરિકાના ઇતિહાસનો અભ્યાસ કરીએ. વાઘસિંહ ભૂખ લાગે છે ત્યારે જ ઇતર સમાજના પ્રાણીનો સંહાર કરે છે. જંગલી માણસ ભૂખને કારણે નહિ, કંઇક સ્વાદને કારણે ઇતર સમાજના માણસને મારી ખાય છે. આપણે તો આત્મરક્ષણની અને વંશવર્ધનની સારી વ્યવસ્થા થયા પછી પણ માત્ર વૈરવૃત્તિથી કે લોભવૃત્તિથી અનર્ગળ સંહાર કરીએ છીએ! છતાંયે પશુમાં ધર્મભાવના નથી, વનવાસી માનવીમાં કંઇક જાગી છે, આપણામાં ખૂબ ઉન્નત થઇ છે, એવું આપણે અભિમાન કરીએ છીએ! હા, ઇશુના વીશમા સૈકાની સંસ્કૃતિ!

અને આવા નાના સમાજ પણ આપણે ધર્મભાવે સાચવી શકતા નથી, એટલે એમાં પાછાં નાનાં કૂંડાળાં કરતા જઇએ છીએ. હિંદુઓ આવાં નાનાં કૂંડાળાં કરતા જાય છે; નાતોનાં, તેમાં પેટા નાતોનાં, તેમાં વળી ગોળ-એકડાનાં કૂંડાળાં વાળતા જાય છે, વાડા બાંધતા જાય છે. અને તે શેને માટે? આત્મરક્ષણને માટે તો નહિ, પણ વંશવર્ધનને માટે—લગ્નને માટે. અને છતાં એ બિચારા જાણતા નથી કે એવાં કૂંડાળામાં ગૂંગળાઇ મર્યે વંશવર્ધન તો નહિ, પણ વંશનિકંદન જ થાય છે.

આપણે જોયું કે બધા નીતિનિયમો કે ધર્મનિયમો આત્મરક્ષણને ને વંશવર્ધનને હેતુએ જ માનવીએ બાંધ્યા છે. એક માનવી સમાજનો

એક અંશ હોવાથી આખા સમાજના રક્ષણની સારી વ્યવસ્થા કર્યાથી તેના આત્મરક્ષણની અને વંશવર્ધનની પણ સારી વ્યવસ્થા થઇ શકે છે. બેશક ઇશ્વરવાદી ધર્મો મોક્ષપ્રાપ્તિને જ ધર્મક્ષેત્રમાં મૂકે છે, પણ એમાં યે આત્મરક્ષણનો હેતુ તો છે જ. આપણે એ વિષય સાથે લેવાદેવા નથી.

હવે સમાજવ્યવસ્થાના નીતિનિયમો અથવા ધર્મનિયમો માનવી કેમ રચતો ચાલ્યો તે જોઇએ. માનવી પોતાનું પેટ ભરવા જંગલમાં એકલો રખડતો હતો, ત્યાં સુધી તો સમાજ જેવું કંઇ હતું નહિ, અને તેથી સમાજનીતિ કે સમાજધર્મ જેવું પણ કંઇ હતું નહિ. પણ નરનારી બે જણ, આત્મરક્ષણ ઉપરાંત વંશવર્ધનની કંઇક સારી વ્યવસ્થા થઇ શકે એ હેતુએ, ઘર બાંધી એકઠાં રહેવા લાગ્યાં ત્યારથી સમાજની શરૂઆત થઇ, ત્યારથી સમાજધર્મની પણ શરૂઆત થઇ. જ્યાં સુધી ખાવાપીવાના અને બચ્ચાં ઉછેરવાના પ્રયોજન માટે એ બે એકઠાં રહેતાં, ત્યાં સુધી એ વ્યવસ્થા સુંદર ચાલે, એમાં કંઇ ગરબડ ન થાય એમ વર્તવું એ એ બેનો ધર્મ મનાયો. આજે આપણે જેને લગ્ન માનીએ છીએ, એવું લગ્ન તો માનવીના એ આદિસમાજમાં હતું પણ નહિ; આજે પણ કોઇ કોઇ વનવાસી જાતિઓમાં નથી. અને જ્યાં લગ્ન એ ધર્મ મનાય નહિ, ત્યાં વ્યભિચાર એ અધર્મ પણ ન જ મનાય એ તો દીવા જેવી સ્પષ્ટ વાત છે. લગ્નજીવન બંધાયું એટલે તે જીવન સ્વચ્છ શુદ્ધ અને વ્યવસ્થિત રહે, વંશ પણ સ્વચ્છ શુદ્ધ અને વ્યવસ્થિત રહે એ હેતુએ જે નીતિનિયમો રચાતા ગયા, તે લગ્નધર્મના નિયમ મનાયા. એ નિયમ વિરુદ્ધનું વર્તન એ અધર્મ. વ્યભિચાર એ લગ્નજીવનમાં અધર્મ.

સંતાન થયાં એટલે કુટુંબ બંધાયું ને ત્યારે તેને સુવ્યવસ્થિત રાખવા નિયમો બાંધવા પડ્યા, તે કૌટુંબિક ધર્મના નિયમો બન્યા. એ નિયમો જેટલે અંશે પળાય એટલે અંશે કુટુંબ સુવ્યવસ્થિત ચાલે,

એ નિયમો પાળવામાં કુટુંબનાં માણસો જેટલે અંશે દોષ કરે એટલે અંશે એ વ્યવસ્થામાં ભંગ થાય.

અને પછી તો એવાં અનેક કુટુંબો પાસપાસે રહેવા લાગ્યાં. એકબીજાની સહાયતાની ને સહકારની જરૂર પડતી ગઈ તેમ તેમ એક બીજા સાથે સંબંધ બાંધતાં ગયાં. આમ ધીરે ધીરે સમાજ બંધાતો ગયો અને સાથે સાથે તેની વ્યવસ્થાના નિયમો પણ બંધાતા ગયા. એ નિયમોમાં અનુભવે ફેરફાર થતા ગયા અને પરિણામે ઇષ્ટ લાગતા નિયમોએ નીતિનું રૂપ પકડ્યું; અનિષ્ટ લાગતા નિયમો ચાલતા થયા અથવા તો અનીતિનું રૂપ ધારણ કરી ચાલતા રહ્યા. માનવી સમાજનું અંગ છે એટલે એણે સમાજના—અર્થાત્ અંતે તો પોતાના—હિતને માટે સામાજિક નીતિનિયમો પાળવા જોઈએ. તે ન પાળનાર સમાજના હિતનો ભંગ કરે, એ એની અનીતિ ગણાય. એથી સમાજ એનો બહિષ્કાર પણ કરે.

પાછળ આપણે જોયું છે કે કીડીઓ અને માખીઓ જેવાં સામાજિક પ્રાણીઓમાં પણ એમને અનુકૂળ સામાજિક નીતિનિયમો હોય છે. આનુવંશિક સંસ્કારોને બળે તે નિયમોએ ધીરે ધીરે તેમનામાં પ્રેરણાબુદ્ધિનું સ્વરૂપ પકડ્યું છે. માનવજાતિમાં પણ બહુ પ્રાચીન કાળથી બંધાતા અને વિકાસ પામતા એ નીતિનિયમોએ આનુવંશિક અને આભ્યાસિક સંસ્કારોને બળે ધીરે ધીરે રૂઢ થઈને, જડ થઈને ધર્મનિયમોનું સ્વરૂપ પકડ્યું છે. ત્યારે સમાજવ્યવસ્થા જે સાચવે, એ નીતિનિયમો ધીરે ધીરે ધર્મનિયમો કહેવાયા; એથી વિરુદ્ધના તે અધર્મમાર્ગ ગણાયા; છતાં ગે અંગ્રેજો તો Honesty is the best *Policy*—પ્રામાણિકતા એ શ્રેષ્ઠ નીતિ છે, એમ માને છે. ધર્મમાર્ગનાં કર્મ તે સત્કર્મ—પુણ્યકર્મ ગણાયાં, અધર્મમાર્ગનાં કર્મ તે અસત્કર્મ—પાપકર્મ ગણાયાં. નીતિ અનીતિ, ધર્મ અધર્મ,

સત્ અસત્, પુણ્ય પાપ એ બધાની માનવીએ આત્મરક્ષણને અને વંશવર્ધનને માટે કેમ યોજના કરી, એ હવે આપણે સારી રીતે જોઇ શક્યા.

અને માટેજ એ ધર્મમાં વિકટ પ્રસંગ આવતાં આપદ્ધર્મની પણ સમાજે યોજના કરી: સમાજધર્મના નિયમ પ્રમાણે કોઇનું ખૂન કરવું એ ધર્મભંગ છે. પણ અમુક વિકટ પ્રસંગે આત્મરક્ષણ ને વંશરક્ષણ માટે બીજાનું ખૂન કરવું પડે તો તેમ કરવામાં પાપ નથી એવી સમાજે આપદ્ધર્મની યોજના કરી. કારણકે આત્મરક્ષણ અને વંશવર્ધન માટે તો સમાજ છે, એ બે તો સમાજધર્મનું નાભિમંડળ છે.

સમાજે જોયું કે સંપે રહીએ તો આત્મરક્ષણના ને વંશવર્ધનના વ્યવહાર સરળ ચાલે છે, ત્યારે સંપે રહેવું એ ધર્મ. પરસ્પરની મિલકત છાનીમાની ના લેઇએ તો વ્યવહાર સરળ ચાલે છે, ત્યારે એમ કરવું એ ધર્મ; ચોરી એ અધર્મ, ચોરી કરવી એ અસત્કર્મ, પાપકર્મ.

હવે આ દૃષ્ટિએ ધર્મના એક મુખ્ય સિદ્ધાન્તને નાણી જોઇએ. સત્યં વદ—સત્ય બોલ, એવી આપણને ધર્મની આજ્ઞા છે. શા માટે? સત્ય એ ધર્મ છે માટે સારું છે? કે સત્ય સારું છે માટે એ ધર્મ છે? સત્ય સત્યને જ માટે છે કે સમાજહિતને માટે છે? સમાજે બહુ બહુ કાળને અનુભવે જોયું કે સત્ય બોલવાથી અને તે પ્રમાણે ચાલવાથી સમાજસમસ્તને લાભ થાય છે. ટૂંકી બુદ્ધિએ અસત્યથી કોઇ કોઇ વાર કોઇને કંઇક લાભ દેખાયો પણ ખરો, પણ છેવટને સરવાળે, છેવટને પરિણામે તો સત્યથી જ લાભ થાય છે એમ બહુ અનુભવે અને લાંબી દૃષ્ટિએ નિર્ણય થયો. અને તેથી જ, બીજે કોઈ કારણે નહિ પણ તેથી જ, સત્ય એ ધર્મના મહાસિદ્ધાન્ત રૂપે સ્થપાયું.

ત્યારે સત્ય સત્યને માટે નહિ, તેમજ કલા કલાને માટે નહિ, પણ સમાજહિતને માટે છે. સત્ય એ જ ઈશ્વર છે એમ કહેવું એ પણ મિથ્યોક્તિ છે, જે તે વસ્તુને જેને તેને સ્થાને રાખવી એ જ સત્યોક્તિ છે. કાલે સવારે કોઇ બળને કે હિંસાને પણ ઈશ્વર કહેશે તો ?

આજે આપણે સંપ્રદાયના, જાતિના કે દેશના સમાજ બાંધીને તેમાં રહીએ છીએ; પણ તેય સાંકડા છે, હવે તેય વિશાળ કરવા જોઇશે એમ નથી લાગતું? એક ભાગીદાર વેપારીમંડળી ભાગીદારોની સાથે દગો રમવામાં પાપ માને, મંડળી બહારના ગમે તેની સાથે દગો રમવામાં કે તેને છેતરવામાં પાપ ન માને. ઘણી જાતિઓ અંદર અંદર ચોરી નહિ કરે, પણ પોતાના સમાજ બહાર ગમે તેનું ચોરવામાં, તેને લૂંટવામાં જરાય પાપ નહિ માને. એક જાપાની બીજા જાપાનીનું ખૂન કરે તો ફાંશીએ લટકે, પણ ચીન સાથેના યુદ્ધમાં જેમ વધારે ચીનાનાં ખૂન કરે તેમ તે વધારે સ્વદેશાભિમાની ને વીર ગણાય, પૂજાપાત્ર ગણાય, તેનાં આરસપૂતળાં થાય!

આ શું બતાવે છે? એ જ કે આપણા ધર્મનિયમો આપણા સાંકડા સમાજને માટે જ આપણે પાળીએ છીએ. આપણે બીજા સમાજોના હિતને ભોગે આપણા સમાજનું હિત સાધવા મથીએ છીએ. બીજા સમાજના હિતનો ભોગ લેતાં પાછું વાળી જોતા નથી, તેમાં અનીતિ માનતા નથી, ઊલટું અનેક વાર એવા અસત્કર્મને આપણે સત્કર્મ માનીએ છીએ. એવી જ રીતના સ્વદેશાભિમાનને આપણે સત્કર્મ માનીએ છીએ, શત્રુસમાજના માનવીની હત્યાને આપણે ધર્મ માનીએ છીએ.

જ્યાં માનવી પ્રત્યે જ આપણો ધર્મ આટલો સાંકડો છે, ત્યાં ઇતર પ્રાણીઓ પ્રત્યેના ધર્મની તો વાત જ શી કરીએ? ઇતર

પ્રાણી કંઇ ઓછાંજ માણસ છે! માટે તો આપણે ઘોડાના મોંમાં લગામ નાખી તેની પીઠ ઉપર ચઢી બેસીએ છીએ—બેશક એ પશુની જ સરખેચરે માનીને બોઇ પાસે પણ પાલખી ઊંચકાવી વરરાજા થઇને તેમાં ઊંચકીએ છીએ, મ્યાનામાં કે રિક્ષામાં પણ બેસીએ છીએ. બળદ પાસે ખેતી કરાવીએ છીએ, એ નીતિ ક્યાંની ને એ ધર્મ ક્યાંનો? બચાવ કરીશું કે "બળદને આપણે પાળીએ ને ખવરાવીએ છીએ, તેના બદલામાં તેની પાસેથી કામ લેઇએ છીએ. એમાં અધર્મ શો? હા, જો ગજા ઉપરાંત આકરું કામ તેની પાસેથી લેઇએ, તો તો અધર્મ ખરો." પણ આપણે વિચારવું જોઇએ કે એમ પળાવા અને ખાવા પેટે આપણે બીજા કોઇનું કામ કરવા તૈયાર થઇએ? એમ આપણે કોઇના ગુલામ થવા તૈયાર થઇએ? આપણને માનવીની કે ઇતર પ્રાણીની સ્વતંત્રતાનો નાશ કરવાનો અધિકાર શો? એનું જીવન એને પોતાને માટે નથી શું? માણસ માણસને ગુલામ ન રાખી શકે, રાખે તે પાપ ગણાય. ગુલામોને મુક્ત કરવાને માટે, એ પાપમોચનને માટે તો ગયા સૈકામાં સુધરેલા સમાજમાં ભયંકર યુદ્ધો થયાં. અને છતાંયે ઇતર પ્રાણીઓને પરાધીન કરીને ગુલામ રાખવામાં કશું પાપ નહિ? આપણે મન મનાવી લેઇશું કે "આપણે પાલવે પડેલાં એ બિચારાં પ્રાણીઓનું રક્ષણ આપણે નહિ કરીએ તો કોણ કરશે? એમને સ્વતંત્રતા આપવાનું પુણ્યકર્મ કરવા જતાં—જંગલમાં છોડી મૂકતાં—તો મહાઅનર્થ થઇ બેસશે, જંગલનાં વાઘવરુ એમને તુરત ફાડી ખાશે." આપણે અંગ્રેજ પાસેથી મુક્તિ માગીએ છીએ ત્યારે અંગ્રેજ બરાબર આવો જ જવાબ આપે છે: "હે મૂર્ખ હિંદીઓ તમે અમારા રક્ષણ નીચે, અમારે પાલવે પડ્યા છો ત્યાં સુધી જ સલામત છો. તમારા માગ્યા પ્રમાણે અમે તમને જે દિવસે છોડી મૂકયા, તે જ દિવસે તમે માર્યા ગયા સમજજો; તમે અંદર અંદર કપાઇ મરશો અથવા તો બહારથી પેલો અફઘાનવાળો કે રશિયાવાળો આવીને તમને રહેંશી નાખશે! એ

પાપ અમારે શિર ન પડે એટલા માટે દયાધર્મ પાળવાને અમે તમારું રક્ષણ કરવા અહીં બેઠા રહ્યા છીએ. ઘેર જઇ બૈરી ભેગા થવાનું તો ઘણુંય દિલ થાય છે, પણ શું કરીએ?" અંગ્રેજની આ દલીલ આપણને રુચતી નથી, પણ આપણી એ જ દલીલથી આપણી ગુલામગીરી ઉઠાવવી પશુને રુચવી જ જોઇએ એમ આપણે માની બેઠા છીએ. અને એ સૌ ધર્મને નામે! બેશક શરૂઆતમાં તો તેમને આત્મરક્ષણ કરવું કઠણ પણ પડશે, પણ એ તો આત્મરક્ષણની એમની શક્તિ આપણે હરી લીધી છે તેને જ પ્રતાપે, આપણે તેમની પાસેથી જે સેવા લીધી છે તેને માટે આપણે તેમના ઉપર જે કૃપા કરી છે તેને જ પ્રતાપે! બાકી હજીયે તેમને આપણે મુક્ત કરીએ, વનમાં છોડી મેલીએ, તો કાળે કરીને ફરી તેમને સંસ્કારબળે રક્ષણશક્તિ મળે ને વાઘસિંહથી પોતાનું રક્ષણ કરી શકે. વાઘસિંહની સામે હરણુ પોતાનું રક્ષણ કરીને આનંદે ફરતું ફરે છે, ત્યારે ગાય-ભેંસ પોતાનું રક્ષણ નહિ કરી શકે, આપણા રક્ષણ વિના નહિ જીવી શકે, એવું મનાવવા આપણે ગમે એટલા પ્રયત્ન કરીએ, પણ મન કેમ કરીને માને? 'ચાર વગડાઉ ભેંસો વાઘને મારે,' એ નથી સાંભળ્યું?

વળી ગાય ભેંસનું દૂધ તેમનાં બચ્ચાંને પૂરું પી ન જવા દેતાં આપણે ચસચસાવી જઇએ છીએ, એ નીતિ—એ ધર્મ ક્યાંનો, કહેશો ભલા? આપણે મન મનાવીશું કે આપણે તેમને પાળીએ પોષીએ છીએ તેના બદલામાં તેમનાં બચ્ચાંને પીતાં વધેલું જ દૂધ આપણે લેઇએ છીએ. ના, એ વાત સાવ ખોટી છે. બચ્ચાંને પીવા કરતાં વધારે દૂધ તેનાં સ્તનમાં થાય જ કેમ? અને એ ન્યાયે તો માનવનારીનું દૂધ પણ બજારમાં ચાચી વેચી શકે! બેશક ધનવાનોનાં બાળકોને ધવરાવવા નિર્ધન માતાઓને પોતાના પેટનાં બાળકોને ભૂખે મારવાં પડે છે અને એવે જ હેતુએ હવે તો સુધરેલા

દેશોમાં એવી માતાઓનું દૂધ ચૌટામાં વેચાવા પણ લાગ્યું છે. બેશક કૃત્રિમ ઉપાયે દૂધ વધારી શકાય, પણ એથી માતાને હાનિ પણ થાય.

એ જ ન્યાયે આપણે સ્વાર્થે આપણે ગાયભેંસને ગુલામ રાખીએ છીએ, તેમને પાળીએ છીએ, પોષીએ છીએ; જાણ્યે અજાણ્યે તેમની રક્ષણશક્તિનો નાશ કરીએ છીએ. બાકી તો ગાય માતા છે, પોષ્યા છે, એમ માનીને તેને ચાંલ્લા કરીએ, ફૂલમાળા ચઢાવીએ ને એ રીતે મનને મનાવી પટાવી પાપને ભૂલી જઈએ, એ જુદી વાત છે; એમ ભૂલવામાંય આપણો સ્વાર્થ છે. ખરી રીતે તો ગાય ચોષ્યા છે, માટે જ પોષ્યા માનીએ છીએ.

પછી, માછલી મારીને મોતી પહેરવાં, કીટ મારીને દેવપૂજાને ને ભોજનને પ્રસંગે અબોટીઆં પહેરી પવિત્રતા માનવી, એ પણ ધર્મ હશે, નીતિ હશે. ખરું ને? માણસ માણસને છેતરે એમાં પાપ માનીએ છીએ; ખેતરમાં ખાઈ જતા વાનરને ન પેસવા દેવા માટે, ખોટા માણસ બનાવી ચાડીઆ ઊભા કરીને તેને છેતરવામાં પાપ માનતા નથી! એ પણ ધર્મ હશે, નહિ?

આ બધા વિવેચનથી બે વાતો તરી આવે છે: (૧) આત્મરક્ષણને અને વંશવર્ધનને હેતુએ આત્મને–પોતાની જાતને–મધ્યબિંદુએ રાખીને, આજુબાજુ અમુક સીમા સુધી વર્તુલ દોરીએ છીએ અને તેને સમાજ કહીએ છીએ; અને (૨) એ જ હેતુએ સમાજના રક્ષણને અને ઉન્નતિને માટે જે નિયમ બાંધીએ છીએ તે નિયમને નીતિ કહીએ છીએ. એ નીતિ સંસ્કારબળે દૃઢ થતાં, જડ થતાં ધર્મનું નામ પામે છે. એ નિયમને અનુકૂળ વર્તન તે સત્કર્મ–ધર્માચરણ, પ્રતિકૂળ વર્તન તે અસત્કર્મ–અધર્માચરણ.

વળી આ ધર્મમાં દેશકાળ પ્રમાણે દેશધર્મ અને કાળધર્મ એવા ભેદ છે. પ્રથમ દેશધર્મની વાત કરીએ, પછી કાળધર્મની.

મદિરાપાન, માંસભક્ષણ, જુગાર વગેરે માનવીના દેહને અને આત્માને હાનિ કરે છે, માટે એ પાપ ગણાય છે. કામવાસનાને સંયમમાં રાખવાને લગ્ન જેવી સંસ્થા યોજાઇ, એથી સમાજ પણ સુંદર થયો, માટે લગ્નને આપણે ધર્મ ગણીએ છીએ. ખ્રિસ્તીઓ મદિરાપાનને પાપ નથી માનતા, હિંદુ માને છે. કેટલાક મુસલમાનો તો એટલે સુધી માને છે કે મદિરાનો છાંટો જોડા ઉપર પડે, તો તે જોડો જે ઢોરનો બન્યો હોય તે ઢોર જો સ્વર્ગે ગયું હોય તો ત્યાંથી નીકળી તેને નરકમાં પડવું પડે. બૌદ્ધોને ને જૈનોને સંસ્કારે આપણે ગુજરાતી, મારવાડી ને બીજા થોડા હિંદુઓ માંસભક્ષણને પાપ માનીએ છીએ. હિંદુ સમાજના ઘણાખરા બ્રાહ્મણો પણ પાપ માને છે; પણ બંગાળી બ્રાહ્મણો માછલીને માંસ માનતા નથી, તેથી એને ખાવામાં પાપ માનતા નથી. આ સિવાયની આખી હિંદુ જાતિ અને જગતની બધી જાતિઓ માંસ ખાવામાં પાપ માનતી નથી. સામાન્ય રીતે જુગાર રમવો પાપ ગણાય છે, પણ સરકારે સ્વીકારેલી લૉટરીમાં પાપ મનાતું નથી. આ પુણ્યધામ ગુરુ ગિરનાર ઉપર બેશીને હું આ બધા વિચાર કરી રહ્યો છું, તેનાં જે પગથિયાં ચઢીને હું અહીં આવ્યો, તે પગથિયાં જ લૉટરીના જુગારથી એકઠા થએલા પૈસા વડે બંધાએલાં! અને એ લૉટરીમાં પૈસા ભરવાથી ગિરનારની જાત્રા સરળ કરવાનું પુણ્ય મનાએલું. ધનમત્તોની મજા માટે ઘોડાની રેસના જુગારમાં પાપ નથી મનાતું. લગ્નનાં વર્તુળ જુદા જુદા સમાજમાં નાનાં મોટાં છે. હિંદુઓનું વર્તુળ છેક સાંકડું છે. પિતાના ગોત્રમાં અને માતાના સાત પૂર્વજોમાં લગ્ન ન થાય, આ અન્તર્લગ્નના વર્તુળની સીમા; પોતાની નાત બહાર લગ્ન ન થાય, આ બહિર્લગ્નના વર્તુળની સીમા. હિંદુઓ આ બે વર્તુળની બહાર લગ્ન કરે તો પાપ મનાય, હિંદુઓ સિવાયની કોઇ જાતિ અન્તર્લગ્ન અને બહિર્લગ્નના એવા વર્તુળની ઓછી જ પરવા કરે છે. હિંદુઓમાં

વિધવાવિવાહ પાપ મનાય છે, ઈતર જાતિઓમાં નથી મનાતું.

હવે કાળધર્મની વાત કરીએ. પ્રાચીન કાળે મદિરા – સુરા પીતા તે સુર ગણાયા અને વળી તે દેવ કહેવાયા. "હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મ શિથિલ પડે છે, અધર્મ બળવાન થાય છે ત્યારે ત્યારે હું અવતાર લેઉં છું. સાધુપુરુષના રક્ષણને માટે અને દુર્જનોના નાશને માટે: તથા ધર્મની સ્થાપના કરવા માટે યુગે યુગે હું અવતાર લેઉં છું." (ગીતા: ૭-૮) એમ અર્જુનને કહેનાર કૃષ્ણ મદિરા - મધુ – પીવામાં પાપ નહોતા માનતા. અર્જુન પણ પીતો. ધૃતરાષ્ટ્રને સંજય દ્વારિકામાં જઈ આવી કહે છે: "હે રાજા, તે અંતઃપુરમાં શ્રી કૃષ્ણ, અર્જુન, દ્રૌપદી તથા સુંદરી સત્યભામા એટલાં હતાં. . . . શ્રી કૃષ્ણ તથા અર્જુન મહુડાનો આસવ પીને મત્ત બનેલા હતા. . . . શ્રી કૃષ્ણના બંને પગ અર્જુનના ખોળામાં મને જણાયા. મહાત્મા અર્જુનનો એક પગ દ્રૌપદીના ખોળામાં તથા બીજો પગ સત્યભામાના ખોળામાં હતો." (ઉદ્યોગપર્વ ૫૯: ૪-૮) મધુ (મહુડી) પીતા, માટે તો કૃષ્ણ માધવ નહિ કહેવાયા હોય? દારૂ પીધે તો યાદવોનો નાશ થયો. સમાજ ધીરે ધીરે સમજતો થતો ગયો અને મદિરાપાનથી હાનિ થાય છે એમ સમજી પાપ માનતો થયો. આજે એ પાપ મનાય છે અને છતાં યે દેવીભક્તો પોતાની દેવીને ચઢાવીને એ પીવામાં પુણ્ય માને છે. અને હિંદુ ધર્મના ભલભલા ધર્માચાર્યો સુદ્ધાં વિલાયતી દવામાં દારૂ પીવામાં પાપ માનતા નથી!

માંસભક્ષણમાં પૂર્વે પાપ મનાતું નહિ. પશુઓને યજ્ઞમાં હોમી તેને પવિત્ર કરીને બ્રાહ્મણો સુદ્ધાં ખાતા. એમ ગોમેધ થતો અને તેનું પણ માંસ ખવાતું. અતિથિસત્કારમાં મધુપર્ક અપાતો તેમાં ગોમાંસ આવતું. અને સામાન્ય રીતે તો બધા હિંદુઓ માંસ ખાવામાં પાપ માનતા નહિ. આજે ભેંસના અને ગાયના માંસનું સત્ત્વ જે દૂધ, તે ખાવામાં આપણે પાપ માનતા નથી. એટલું જ નહિ, પણ

દૂધનું સત્ત્વ જે ઘી તે વડે બ્રહ્મભોજન કરાવીને અને યજ્ઞ કરાવીને પુણ્ય માનીએ છીએ. બ્રાહ્મણોના પશુમેધથી ત્રાસીને દયાસાગર બુદ્ધ ભગવાને અને મહાવીરસ્વામીએ એ હિંસાધર્મ સામે પોકાર ઉઠાવ્યો અને અહિંસાધર્મનો પ્રચાર કર્યો. પરિણામે જ્યાં જ્યાં એમનો પ્રભાવ પડ્યો ત્યાં ત્યાં માંસભક્ષણ એ પાપ મનાયું. પણ વળી ત્યાર પછી થોડે જ કાળે બુદ્ધના શિષ્ય બૌદ્ધોએ પાછું માંસ ખાવા માંડ્યું, આજે પણ ખાય છે. આજે દેવીભક્તો પણ દેવીને માંસ ધરાવીને તેની પ્રસાદી ખાવામાં પુણ્ય માને છે.

જુગાર પણ પ્રાચીન કાળમાં ખાસ કરીને ક્ષત્રિયો માટે ધર્મ મનાતો. દ્યૂતનું આમંત્રણ આવ્યે ક્ષત્રિય તે પાછું ઠેલે તો અધર્મ ગણાતો. અને હોડમાં મૂકવાની વસ્તુ પણ ક્ષત્રિયને શોભે તેવી જ હોય ને! ધર્મનો અવતાર ગણાતા યુધિષ્ઠિરે કૌરવો સાથે જુગાર રમતાં રાણી દ્રૌપદીને હોડમાં મૂકી દીધેલી ને તે હારી ગએલા! નળરાજાએ પોતાના પિત્રાઇ ભાઇ પુષ્કર સાથે જુગાર રમતાં આખું રાજપાટ હોડમાં મૂકી દીધેલું ને તે હારી ગએલા. આજે સ્ત્રીને હોડમાં મૂકવી એ પાપ જ નહિ, નરી ભ્રષ્ટતા જ ગણાય; અને છતાં યે એવી ભ્રષ્ટતા કરનાર હજી પણ કોઇ કોઇ સંભળાય છે. વસ્તુ મૂકીને પણ જુગાર રમવો એ ય હવે તો સારું નથી જ ગણાતું, છતાં લૉટરી ને રેસ રમાય છે.

બ્રાહ્મણને દુઃખ દેનારને, વ્યભિચારીને કે ચોરને આશ્રય આપનારને મનુએ દેહાન્ત દંડની સજા ફરમાવી છે. આજે એ સજા ભયંકર મનાય.

હવે લગ્નનો વિષય લેઇએ. અતિ પ્રાચીન કાળમાં લગ્નનું નામ-નિશાન નહોતું. "પૂર્વે સ્ત્રીઓને કોઇ જાતનું બંધન નહોતું. તેઓ સ્વતંત્ર અને ઇચ્છામાં આવે તેમ રતિસુખને માટે વિહાર કરતી. છતાં તે અધર્મ ગણાતો નહિ, કારણ કે તે કાળે તે ધર્મ ગણાતો. તે પ્રાચીન

ધર્મને કામક્રોધથી રહિત એવાં પશુપક્ષીઓ હજી પણ અનુસરે છે." (મહાભારત-આદિપર્વ : ૧૨૨). અને એ જ ધર્મે અનેક ઋષિ-મુનિઓએ અપ્સરાઓથી સંતાન ઉત્પન્ન કર્યાં હતાં. ત્યાર પછી, પોતાની માતા આ સનાતન ધર્મ પાળે એ ઋષિપુત્ર શ્વેતકેતુને ગમ્યું નહિ, તેથી તેણે લગ્નની સંસ્થા બાંધી (આદિપર્વ : ૧૨૨). એ લગ્નસંસ્થા ત્યાર પછી પણ ઘણા કાળ સુધી શિથિલ જ રહી. સૂર્યે કુન્તીને કહેલું કે "વિવાહાદિક નિયમો તે વિકાર જ છે" (વનપર્વ : ૩૦૭). અને એ શિથિલ અવસ્થામાં અતિથિના સત્કારમાં તેની પાસે સ્ત્રી મોકલાતી. માહિષ્મતી નગરીના રાજા સુદર્શને પોતાની સ્ત્રીને અતિથિ પાસે મોકલી અને અતિથિને કહ્યું : "હે શ્રેષ્ઠ બ્રાહ્મણ, તમે સુખેથી સુરતક્રીડા કરો. મને તેથી પરમપ્રીતિ ઉત્પન્ન થાય છે. કેમકે હું ગૃહસ્થ છું અને ગૃહસ્થોનો એ મુખ્ય ધર્મ છે કે તેઓએ હરકોઈ પ્રકારે અતિથિનું પૂજન કરવું. મારું તો પ્રિયવ્રત છે કે મારા પ્રાણ, મારી સ્ત્રી અને મારું સર્વસ્વ અતિથિઓને અર્પણ કરવું" (અનુશાસન પર્વ ૨). સ્ત્રીઓ દાનમાં પણ દેવાતી. "વૈશંપાયન કહે છે કે હે ભારત, ભારતનું શ્રવણ કર્યા પછી પોતાનો આત્મા, સ્ત્રીઓ તથા પુત્રો સુદ્ધાંનું દાન દેવું" (ભારત શ્રવણવિધિ).

ધીરે ધીરે લગ્નસંસ્થા વ્યવસ્થિત અને દૃઢ થતી ગઈ, છતાં સ્ત્રીહરણ થતાં, લગ્નને માટે કન્યાહરણ થતાં, તેમની સાથે ગુપ્ત કે પ્રકટ રીતે તેમની ઇચ્છાથી કે બળાત્કારે લગ્ન થતાં. ત્યાર પછી તો અનેક પ્રકારનાં લગ્નના પ્રયોગ થયા. એક પુરુષ એક કે અનેક પત્ની સાથે, એક સ્ત્રી એક કે અનેક પતિ સાથે લગ્ન કરે તોય તે ધર્મલગ્ન ગણાતું. આજે બહુપતિ લગ્ન તિબેટન સિવાય બધી જાતિઓમાં અધર્મ મનાય છે, બહુપત્ની લગ્ન ધીરે ધીરે અધર્મ લગ્ન મનાતું જાય છે.

લગ્નના વિષયનો કાળધર્મ તો આમ મહાવિચિત્ર છે.

આપદ્ધર્મ પણ કાળે કાળે બદલાયે ગયા છે. ચોરી કરવી ને માંસ ખાવું એ અધર્મ છે. છતાં મહર્ષિ વિશ્વામિત્ર ભૂખ ન વેઠાયાથી એક રાત્રે કોઇ ચંડાળના ઘરમાં લટકાવેલું કૂતરાનું માંસ ચોરવા પેઠેલા અને તેને આપદ્ધર્મ માનેલો. ભક્તમાળમાં છે કે કબીરજીને ત્યાં ભક્તમંડળ આવેલું; ઘરમાં અનાજ નહોતું તે ચોરવા પુત્રને મોકલ્યો. લગ્નધર્મમાં સંતાનને માટે વિધવા અને સધવા નિયોગ કરે તો તે આપદ્ધર્મ મનાતો. આજે તો એ સ્પષ્ટ રીતે વ્યભિચાર જ ગણાય. પૂર્વે પુનર્લગ્ન અને લગ્નવિચ્છેદ આપદ્ધર્મ ગણાતાં; ત્યાર પછી અધર્મ મનાવા લાગ્યાં. હવે આ નવજુગમાં પાછાં આપદ્ધર્મ ગણાય છે. યુદ્ધમાં ધર્મરાજા યુધિષ્ઠિર પાસે नरो वा कुंजरो वा, એમ અસત્ય બોલાવ્યું છે! મહાભારતના યુદ્ધમાં યુદ્ધના નિયમ વિરુદ્ધનાં બધાં કપટાચરણ પાણ્ડવપક્ષે કર્યાં છે, અને વળી ઈશ્વરના અવતારરૂપ મનાતા કૃષ્ણે જ એ બધાં કપટાચરણ કરવાની યોજના કરેલી!

આ સર્વ વિવેચન ઉપરથી જાણી શકાશે કે આ બધા ધર્મ સ્વાભાવિક ધર્મ નથી, સામાજિક ધર્મ છે. અને તેથી જ કાળે કાળે અને સ્થળે સ્થળે સમાજની સ્થિતિ પ્રમાણે તેમાં ભેદ હોય છે. સ્વાભાવિક ધર્મમાં દેશભેદ કે કાળભેદ હોતા જ નથી. આકર્ષણશક્તિ સર્વ કાળમાં અને સર્વે દેશમાં એક જ નિયમે પ્રવર્તે છે. અગ્નિમાં હાથ નાખનાર સર્વ કાળમાં અને સર્વે દેશમાં દાઝે જ. સામાજિક ધર્મ પાળે કે ન પાળે તોય અમુક માણસ પાણી પીએ તો તેની તરસ છીપે જ. સૂર્યનો પ્રકાશ સૌને સરખો લાભ કરે. સામાજિક લગ્ન કર્યું હોય કે ન હોય, તોય નરનારીના સંયોગથી સ્વાભાવિક ધર્મે સંતાન થાય કે ન થાય. એટલે આ સ્વાભાવિક વસ્તુધર્મથી કે નિયમથી સામાજિક નીતિ કે ધર્મ કેવળ નિરાળી વસ્તુ છે. બેશક સ્વાભાવિક ધર્મને અનુકૂળ રહીને બાંધેલા સામાજિક ધર્મ સફળ થાય, નહિ તો નિષ્ફળ જાય. સ્ત્રીપુરુષના સ્વાભાવિક લગ્નથી—સંયોગથી વંશવર્ધન થાય,

ત્યારે એ એના સામાજિક લગ્નથી વંશવર્ધનનો હેતુ સફળ થાય. એ સ્વાભાવિક ધર્મથી વિરુદ્ધ જઇને પુરુષે પુરુષનાં કે સ્ત્રીએ સ્ત્રીનાં કે વ્યંઢળનાં સામાજિક લગ્નની યોજના થાય તો એ સામાજિક ધર્મથી વંશવર્ધનનો હેતુ નિષ્ફળજ જાય.

સ્વાભાવિક ધર્મને અનુકૂળ વર્તનથી–સ્વાભાવિક સત્કર્મથી સ્વાભાવિક લાભ થાય; એથી વિરુદ્ધ વર્તનથી–સ્વાભાવિક અસત્કર્મથી સ્વાભાવિક હાનિ થાય. સામાજિક ધર્મને અનુકૂળ વર્તનથી–સામાજિક સત્કર્મથી સામાજિક લાભ થાય; એથી વિરુદ્ધ વર્તનથી–સામાજિક અસત્કર્મથી સામાજિક હાનિ થાય. આ સત્કર્મ તે પુણ્યકર્મ અને અસત્કર્મ તે પાપકર્મ.

અને સામાજિક સત્કર્મની ભાવના આપણામાં પૂર્વસંસ્કારને બળે ધર્મ રૂપે એવી જડ ઘાલી બેઠી છે, કે તે કરવામાં કોઇ કોઇ માણસ ફાંશીએ ચઢવા પણ તૈયાર થાય. મુઆ પછી એ સત્કર્મ એને પોતાને લાભ આપવાનું નથી એ વાત સાચી, કારણકે તેને વિશિષ્ટ આત્મા નથી ને તેથી તે આજે મનાય છે એવો પુનર્જન્મ લેવાનો નથી. પણ आत्मैव पुत्रनामासि–એ પાછો પુત્ર રૂપે અવતરવાનો છે, એટલે તેનાં સંતાન અને સારા ય સમાજ ઉપર એ પોતાના સત્કર્મથી સુસંસ્કાર આપવાનો છે. માટે સમાજને સારા સંસ્કાર આપી વંશપરંપરા ઉન્નત કરવો એ દરેક માણસનો ધર્મ રહ્યો.

કર્મના સંસ્કાર પોતાના આત્મા ઉપર પડે છે. વારંવાર એક જ પ્રકારનાં કર્મ કરવાથી કર્મ કરવાની વૃત્તિ આત્મામાં જડ રૂપ ધારણ કરે છે. માટે આપણાં કર્મ જોનાર ને તેનાં ફળ આપનાર ઈશ્વર તો નથી, છતાં એકાન્તમાં ય કદાપિ અસત્કર્મ ન જ કરવાં એ આપણો ધર્મ રહ્યો. સદા ય સત્કર્મ કરીને પોતાને અને સમાજને

ઉત્થાન કરવો એજ આપણો ધર્મ હશે. એથીજ સમાજને સારી રીતે ધારણ કરી શકાશે. એથીજ સમાજનું અને તેથી આપણું પણ આત્મરક્ષણ અને વંશવર્ધન સારી રીતે થઇ શકશે.

આ બધા વિવેચન ઉપરથી સમજી શકાશે કે જેને આપણે નીતિ અનીતિ, ધર્મ અધર્મ, સત્કર્મ અસત્કર્મ, પુણ્ય પાપ, કહીએ છીએ, એ સૌ ઈશ્વરપ્રેરિત નથી, સમાજપ્રેરિત છે—સમાજપ્રણીત છે. દરેક કાળમાં દરેક દેશમાં સમાજે પોતાના આત્મરક્ષણને અને વંશવર્ધનને માટે પોતાને સૂઝ્યા એવા ધર્મનિયમ યોજી કાઢ્યા. તેમાં ઊણપો લાગે સુધારા કર્યા. એમ ઠેઠ સુધી ધર્મમાં અનુભવે જેમ ઠીક લાગશે તેમ સમાજ સુધારાવધારા કર્યે જ જશે. પાછળ જણાવી ગયા છીએ તેમ માનવી કે સમાજ જેવું માને છે તેવુંજ તે કરે છે, અન્યથા નહિ: यन्मनसा ध्यायति तद्वाचा वदति, यद्वाचा वदति तत्कर्मणा करोति, यत्कर्मणा करोति तदभिसंपद्यते । એટલે યોગ્ય લાગશે તે પ્રમાણે તેમાં ફેરફાર કર્યે જશે.

ખેતરમાં કે પર્વત ઉપર માણસની પગથી તમે જોઇ હશે. કોઇએ પ્રથમથી યોજના કરીને એ પગથી પાડેલી નહિ. માણસે ખાડા ટેકરા વાળા કઠણ પ્રતિકૂળ માર્ગ છોડી, સરળ અનુકૂળ માર્ગે પગલાં મૂકવા માંડ્યાં. ધીરેધીરે એ પગથી પડતી ગઇ ને પછી પાકી થઇ. ધર્મનિયમ પણ એજ રીતે ઘડાયા. એ પણ વિકાસક્રમ છે.

પણ હું માનું છું કે છેવટે તમે આ પ્રશ્ન પૂછ્યા વિના નથીજ રહેવાના: "ધર્મના—નીતિધર્મના પ્રદેશમાંથી ઈશ્વરને ખસેડી મૂકશો, તો પછી લોક નીતિભ્રષ્ટ નહિ બનશે? આજે તો લોક ઈશ્વરભયે નીતિમાર્ગે ચાલે છે, પછી તો ઉચ્છૃંખલ બની જશે. ઈશ્વરવિનાનો લોકવ્યવહાર ભ્રષ્ટ નહિ બની જશે?" એના ઉત્તરમાં પ્રથમ તો એ કહેવું જોઇએ

કે ભયથી પાળેલી નીતિ એ નીતિ નથી, શુદ્ધ હેતુએ પાળેલી નીતિ એ જ નીતિ છે, એ જ ધર્મ છે. અને છતાંયે આજ લોકવ્યવહારનું પૃથક્કરણ કરશો તો સમજાશે કે ઈશ્વરભયથી નીતિધર્મે ચાલનાર લોક બહુ જ ઓછા છે. સ્વાભાવિક ધર્મની પ્રતીતિ તો સૌ કોઈને હોય છે, એટલે દાઝી મરવાને માટે કોઈ દેવતામાં હાથ નાખતું નથી. પણ જેમને સામાજિક ધર્મની શુદ્ધ અને સજડ પ્રતીતિ નથી હોતી, તેઓ એ ધર્મ પાળવા ઈચ્છતા નથી. આમ છતાં તે પાળવાનો આડંબર કરે છે અને લોકના દેખતાં કંઈક પાળે છે પણ ખરા, પણ એકાન્તમાં તો અસત્કર્મ કરે છે. આમ આ જે કરે છે, તે ધર્માધર્મની શુદ્ધ ભાવનાથી નહિ કે ઈશ્વરપ્રેરીત છે એવી પ્રતીતિથી પણ નહિ, પરંતુ રાજ્યના કે સમાજના ભયથી કે સદ્‌ગુણી દેખાવાના આડંબરથી. ઈશ્વર કે સ્વર્ગનરક તરફ દૃષ્ટિ રાખીને નહિ, પણ સમાજહિત એટલે જ આત્મહિત તરફ દૃષ્ટિ રાખીને માણસ ચાલશે તો આજના કરતાં વધારે ધર્મભ્રષ્ટ થશે એ માનવાનું કશુંય કારણ નથી; વખતે ઓછો ધર્મભ્રષ્ટ થશે–આજના કરતાં સારો પણ થશે. આજે તો જે લોક ઈશ્વરને પગ તળે દાબીને અધર્મ માર્ગે જનારા છે તે જ મોટે ભાગે લોકને ધર્મમાર્ગે જવાનો ઉપદેશ આપીને પોતાનો સ્વાર્થ કાઢી લે છે, એમ નથી જોતા?

ત્યારે ધર્મપ્રદેશમાંથી–નીતિપ્રદેશમાંથી ઈશ્વર જશે, તેથી હાનિને બદલે લાભ જ થવાનો છે, ગભરાતા ના!

# અધ્યાય ૧૧

## શ્રદ્ધાધર્મ અને ભ્રમ

હવે એક વાર પાછું વાળી જોઇએ. ધર્મગુરુઓએ ઈશ્વરની ભાવનાને વચમાં રાખીને ધર્મને કેવું સ્વરૂપ આપ્યું છે, અને તેથી જગતને કેવી હાનિ કરી છે તે જરા સંક્ષેપમાં જોઇ જઇએ.

પાછળ જણાવી ગયા છીએ કે પોતાને જરૂર પડતી ગઇ તેમ માનવી ઈશ્વરની કલ્પના કરતો ગયો. તેણે તેને પોતાની કલ્પનામાં જન્માવ્યો, પાળ્યો, પોષ્યો ને મોટો કર્યો; પોતાની કલ્પનાના ગુણાલંકાર પહેરાવ્યા, ધર્મગુરુ નામે વિચારકે તેને પોતાના અધિકારમાં લીધો. હિંદુ ધર્મમાં આમ ઈશ્વરને માનવા છતાં, બ્રાહ્મણ વિચારકોએ આરણ્યકોમાં અને ઉપનિષદોમાં ખૂબ ઉન્નત વિચાર પ્રકટ કર્યા. વિજ્ઞાનમાં પણ એ વિચારકોએ અને શોધકોએ ખૂબ ઉન્નતિ કરી. આજના વિજ્ઞાનની ઘણીખરી શાખાઓના એમણે પાયા નાખ્યા. ખગોળ વગેરે શાખાઓમાં અપૂર્વ શોધો કરી. ગુરુત્વાકર્ષણની શોધ સ. ૧૬૫૭માં ન્યૂટને (Sir Isaac Neuton) કરી એમ યુરોપ માને છે, પણ તે પહેલાં એક હજાર વર્ષ ઉપર આપણા ભાસ્કરાચાર્યે સ્પષ્ટ રીતે બતાવ્યું હતું, કે

आकृष्टशक्तिश्च मही तया यत्
स्वस्थं गुरुं स्वाभिमुखं स्वशक्त्या ।
आकृष्यते तत्पततीव भाति
समे समन्तात् क्व पतत्विहं खे ॥

"પૃથ્વી પોતાની આકર્ષણશક્તિ વડે ભારે વસ્તુને પોતાની તરફ ખેંચે છે. તે પડતી હોય એમ ભાસે છે, બાકી સમાન આકાશમાં પડવાનું ક્યાં?

એ વિચારકોએ અંકગણિત, અક્ષરગણિત અને રેખાગણિતમાં પણ સારી રીતે ઉન્નતિ કરી. દશાંશની યોજના કરી. યજ્ઞવેદીઓના આકાર રચતે રચતે રેખાગણિતમાં તો ખૂબ વધ્યા. વ્યાસ અને વર્તુલનું પ્રમાણ યુરોપિયન ગણિત ૧ : ૩·૧૪૧૬ માને છે, હિંદુ વિચારકો ૧ : $\sqrt{૧૦}$ માને છે. કેટલું સરસ, સરળ અને લગભગ સરખું પ્રમાણ! આમ અનેક વિદ્યાઓમાં ઈશુનો જન્મ થતા પહેલાં તો તેઓ એટલા વધ્યા હતા કે તે કાળની પૃથ્વીઉપરની કોઈ પણ પ્રજા એમની સમાન નહોતી. ખરેજ એ કાળે હિંદુઓમાં પ્રખર અને પ્રચંડ વિચારકો હતા.

પણ શ્રદ્ધાધર્મના ગુરુઓએ પછીથી વિચાર કરવાનો ઇજારો પોતાના હાથમાં લીધો, શિષ્યોએ તો ગુરુઓ ઉપર શ્રદ્ધા રાખીનેજ જીવવું રહ્યું.

ગુરુઓએ શિષ્યોનાં બુદ્ધિનાં દ્વાર બંધ કર્યાં. બુદ્ધિનાં દ્વાર બંધ થાય ત્યારે માનવી ભ્રમના–વહેમના અને જડતાના પ્રદેશમાં ઘેરાઈ જાય. પોતાની બુદ્ધિ ગુરુઓને સોંપ્યે શિષ્યો વહેમી ને જડ થઈ ગયા. ગુરુઓએ કલ્પનાધર્મનાં જાળાં રચીને તેમાં શિષ્યોને આંતર્યા ને તેના ઉપર ચોકી કરવા પોતે બેઠા

પેલી કથા પ્રમાણે બ્રાહ્મણ પોતાને ખભે બકરો લેઈ જતો હતો. એક ઠગે પૂછ્યું કે ભાઈ, આ અશુદ્ધ કૂતરાને કેમ ખભે ચઢાવ્યો છે? બ્રાહ્મણને તો ખાત્રી હતી કે એ બકરો છે. ઠગની પરવા કર્યા વિના તે આગળ ચાલ્યો. વળી બીજે ઠગે એ જ પ્રશ્ન કર્યો, એટલે એને ભ્રમ થયો, વહેમ પડ્યો કે વખતે એ કૂતરો હશે તો? છતાં યે આગળ ચાલ્યો. પછી ત્રીજે ઠગે પણ એ જ પ્રશ્ન કર્યો, એટલે બ્રાહ્મણને ખાત્રી થઈ કે નક્કી એ કૂતરો જ છે. તેણે બકરો નાખી દીધો. બકરો પડાવી લેવાની બુદ્ધિએ પેલા ઠગોએ બ્રાહ્મણને મૂર્ખ બનાવી પડાવી લીધો. ધર્મગુરુઓએ સ્વાર્થબુદ્ધિથી શિષ્યવર્ગનો બુદ્ધિવિવેક પડાવી લીધો, તેમને મૂર્ખ બનાવ્યા.

વળી કાળ જતે ધર્મગુરુઓની કલ્પનામાં અને તેથી તેમની ઈશ્વરભાવનામાં પણ ભેદ પડતા ગયા, સૌ સૌના ઈશ્વર જુદા જુદા પ્રકારના થતા ગયા; તેમના વાડા પણ જુદા થતા ગયા, પોતાના શિષ્યોને પણ તે પ્રકારના ઈશ્વરનાં જુદાં જુદાં સ્વરૂપ સમજાવી પોતાના વાડામાં ઘેરી રાખ્યા.

તમે પાગલખાનામાં જાઓ, અંદર પેસતાંની સાથે જ સૌ બોલી ઊઠશે: "એ બધા પાગલ છે, મારી પાસે આવો, હું જ ડાહ્યો છું." દરેક પાગલ પોતાને જ ડાહ્યો માને છે, બીજા બધાને પાગલ માને છે. દરેક ધર્મગુરુએ પોતાના જ ધર્મને સત્યધર્મ માન્યો, બીજા સૌ ધર્મને ભ્રમધર્મ માન્યા. આમ અનેક ધર્મગુરુઓએ પોતપોતાના ભ્રમધર્મને સત્યધર્મ મનાવીને જુદા જુદા સંપ્રદાય–વાડા બાંધ્યા. અને એ વાડામાં પોતાની કલ્પનાએ ઊભેલા ઈશ્વરને પૂર્યા. મહાવીરે ઈશ્વરનો ઇનકાર કર્યો, પણ પછીથી તેમના શિષ્યોએ તેને નવે સ્વરૂપે અવતાર આપ્યો.

એમ મતમતાન્તરોનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ

ધર્મમાં વિકાર થતો ગયો. દરેક સંપ્રદાયે પોતાની અનુકૂળતા પ્રમાણે મંદિર, મૂર્તિ, તેના ઘાટ, શણગાર ઉપજાવી કાઢ્યા. પાપપુણ્યનાં, સ્વર્ગનરકનાં, પાપમોચનનાં, મોક્ષનાં સ્વરૂપ ઘડી કાઢ્યાં. અવતાર યોજી કાઢ્યા. અને ખૂબી તો એ છે કે પુણ્યભૂમિ મનાતા આર્યાવર્તમાં જ ઈશ્વરને અવતાર લેવા પડે છે. ગીતામાં કહ્યું છે કે

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृज्याम्यहम् ॥ ४ : ७
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

"હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મ શિથિલ પડે છે, અધર્મ બળવાન થાય છે ત્યારે ત્યારે હું અવતાર લેઉં છું. સાધુપુરુષના રક્ષણને માટે અને દુર્જનોના નાશને માટે તથા ધર્મની સ્થાપના કરવા માટે યુગે યુગે હું અવતાર લેઉં છું." અને ત્યારે ઈશ્વરને અવતાર લેવો પડે એટલો અધર્મ આર્યાવર્તમાં જ જામી જાય છે? એટલા દુર્જનો આ દેશમાં જ જન્મે છે? બીજો કોઈ દેશ નહિ ને આર્યાવર્ત જ આવી પાપભૂમિ!

ધર્મગુરુઓએ ઈશ્વરપ્રણીત પુસ્તકો યોજી કાઢ્યાં. પોતાની ભ્રમકલ્પનાને સત્ય મનાવવાને માટે ધર્મગુરુઓએ ચમત્કારોની પણ યોજના ઊભી કરી, ધર્મગ્રંથો પણ ઊભા કર્યા. અને આમ હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, વગેરે ધર્મોની કાળક્રમે યોજના થઈ.

કોઈ કોઈ ભક્તજનને એને લીધે લાભ થયો દેખાતો હશે; પણ ખરી રીતે તો એ ભ્રમધર્મને લીધે નહિ, પણ એ છતાંય લાભ થયો હોય છે. એ ભ્રમધર્મને લીધે નહિ, પણ બીજાં અનેક શુદ્ધ સંસ્કારબળોને લીધે થયો હોય, છતાં લાગે કે એ ધર્મથી એ લાભ થયો છે. અફીણના કે દારૂના વ્યસનીનું શરીર કોઈ કોઈ વાર લાલચોળ

બને છે. પણ ખરી રીતે તો એ અફીણને કે દારૂને લીધે નહિ, પણ તે છતાંયે બીજાં અનેક સ્વાસ્થ્યજનક કારણોને લીધે થયું હોય છે, પણ લાગે છે કે અફીણને કે દારૂને લીધે શરીર લાલચોળ બન્યું છે. એના જેવી જ એ ભ્રમધર્મથી લાભ થયો દેખાવાની વાત છે.

બાકી બેશક એ ભ્રમધર્મે અફીણના કે દારૂના નશા જેવો જ અવગુણ કર્યો છે. અફીણનો કે દારૂનો નશો ના કર્યો હોત તો આથીયે વધારે ઉજ્જ્વલ હોત. પણ શ્રદ્ધાધર્મના નશામાં ઘેનાઈ ગયેલી માનવજાતિ ભ્રમમાર્ગે દોડી રહી છે.

શ્રદ્ધાધર્મના ગુરુઓએ જાતજાતના ઘાટનાં દેવળ ને મંદિર બાંધ્યાં. શ્રદ્ધાધર્મના નશામાં પડેલા શિષ્યોને મૂઢ બનાવવા કળાને નામે એ દેવમંદિરોને કંઈ અનેક રીતે ભપકાદાર બનાવ્યાં. તેમાં નિરંજન મનાતા દેવની આંખો નાખે એવી મૂર્તિઓ પધરાવી. અને એમ પોતે સર્જેલા ઈશ્વરની મૂર્તિઓને, બાળકની પેઠે રમાડવા લાગ્યા. બુદ્ધ વગેરે મરેલા મહાપુરુષોના દાંત વગેરે અવશેષો ઉપર સ્તૂપો રચ્યા, તેમની ચિતાનાં સ્થાન ઉપર ચૈત્યો બંધાવ્યાં. તે સૌમાં ભપકાદાર પૂજાના ઠાઠ રચાવ્યા. ગાનને જ કારણે મૂઢ બનાવે એવાં ભજનકીર્તન ગવરાવ્યાં.

પ્રાણી માત્રને આત્મરક્ષણની પ્રેરણા છે. એ પ્રેરણાએ એ સૌ બચવાના ને જીવવાના પ્રયાસ કરે છે. આથી જ એને સદા મરણનો ભય લાગે છે. સાચી રીતે તો જેમ જન્મ તેમ જ મરણ પણ સ્વભાવસિદ્ધ વિકાસક્રમની ઘટનાઓ છે. ફૂલ ફૂલે છે, કરમાય છે; છોડ ઊગે છે, સુકાય છે; પ્રાણી જન્મે છે, મરે છે. આમ મરણ અનિવાર્ય છે, તેથી તેનો ભય રાખવો મિથ્યા છે. ત્યારે, જીવાય ત્યાં સુધી જીવતર સફળ કરી લેવું, મરવાનું આવે ત્યારે હસતે મુખે વિકાસક્રમની એ ઘટનાને તાબે થઈ જવું એ જ ઉત્તમ ધર્મ છે. ભય

રાખ્યે મરણ એક પળ પણ ખસવાનું નથી. ભયભીત રહ્યા કરીને જીવવામાં લાભ થ શો ?

વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે ન તો જન્મપ્રસંગે કે ન તો મરણપ્રસંગે માનવીને દુઃખ થાય છે. દુઃખતું માથું દબાવીએ તો ચેન પડે. જન્મપ્રસંગે માથાની ખોપરી એવી દબાઇ જાય છે કે અંદરના મગજની સંવેદનશક્તિ સંકોચાઇ જાય છે ને તેથી દુઃખ થતું નથી. મરણપ્રસંગે માનવી મૂર્છામાં પડે છે; એની સંવેદનશક્તિ, જેમ ક્લોરોફોર્મ સુંઘાડ્યે સુષુપ્તિમાં પડે છે તેમ, મરણપ્રસંગે પણ સુષુપ્તિમાં પડે છે અને તેને કંઇ દુઃખ થતું નથી. એટલે એ રીતે પણ મરણનો ભય રાખવો મિથ્યા છે.

પણ શ્રદ્ધાધર્મે આત્માને અમર બનાવ્યો, એટલે મરણ પછી ક્યાંક જવું પડશે, આ જગતનાં પ્રિયજન અને પ્રિયપદાર્થ છોડીને ક્યાંક જવું પડશે, એ વિચારે માનવીને ભયભીત બનાવ્યો. ક્યાં જવાનું છે એ એક વાર સ્પષ્ટ થયું હોત તો તો એને એટલો ભય લાગત નહિ. પણ અંધારામાં જતાં કોને ભય ન લાગે? મરણ પછીના અંધકારપ્રદેશમાં જતાં એને ભય લાગ્યો, એટલે પણ એણે આ પૃથ્વીલોકને વળગી રહેવા ફાંફાં મારવા માંડ્યાં. આમ માનવીને જન્મ-મરણનો ભય વળગાડની પેઠે શ્રદ્ધાધર્મે વળગાડ્યો !

અને એ સ્થિતિમાં એને ધર્મગુરુએ ભોળવ્યો. દીર્ઘાયુ થવાને માટે તેની પાસે ભગવાનની પ્રાર્થના કરાવી. મોટા લોક માટે તો બીજાઓ પાસે મંદિરમાં, મસ્જિદમાં કે ચર્ચમાં પ્રાર્થના કરાવી. લોકે ટોળે મળી મરણનો દેવ થઇ બેઠેલા યમની પ્રાર્થના કરવા માંડી. આમ મરણભયનો અને એમાંથી જ ઉત્પન્ન થએલા સર્વ ભયનો અધિષ્ઠાતા પણ ઇશ્વર થયો. भयानाम् भयन् । આમ માનવીને સૌ ભયનું મૂળ અત્યારે ઇશ્વર થઇ પડ્યો છે!

આમ ધર્મગુરુઓએ પોતાને સ્વાર્થે પ્રભુને મૃત્યુનો દેવ બનાવીને શિષ્યો સામે મૂક્યો. અને પછી એમણે એ પ્રભુને વટાવી માનવબજારમાં વેચ્યો. નાના બાળકને તેનાં વડીલો ભૂતનો ભય દેખાડી વશ રાખે; ધર્મનશામાં મૂઢ થએલાં પ્રૌઢ બાળકને તેના વડીલ હોવાનો દાવો કરનાર ગુરુ ઈશ્વર નામે મહાભૂતનો ભય દેખાડી વશ રાખે. પછી તો સમાજને સીધે રસ્તે ચલાવવા શુદ્ધ સમાજધર્મનો માર્ગ છોડી ઈશ્વરભયની યોજના કરી. ચોરને, લૂંટારાને અને અનીતિને માર્ગે જતાને ઈશ્વરભય દેખાડીને પાછા વાળવા પ્રયત્ન કરવા માંડ્યા. ઈશ્વરને ગજવામાં ઘાલી લૂંટનારા ધનવાનો પોતાના નોકરોને પ્રામાણિક બનાવવા ઈશ્વરભય દેખાડે છે એ તો આપણી સામે બનતું રોજ જોઈએ છીએ. ખ્રિસ્તી પ્રજાઓ પોતે ધર્મભીરુ અને ઈશ્વરભીરુ હોવાનો દાવો કરે છે, પણ ધર્મને અને ઈશ્વરને પગ તળે પીલીને બીજી પ્રજાઓ ઉપર રાજ્યસત્તા સ્થાપે છે. તેમનાં હીર ચૂશી લે છે, તેમનાં જીવન વેડફી નાખે છે, નષ્ટ કરી નાખે છે. ધર્મગુરુઓએ સ્વાર્થહેતુએ રાજામાં ઈશ્વરનો અંશ આરોપ્યો. પછી તો રાજપુરુષોએ અને ધર્મગુરુઓએ પરસ્પરસહાયક મંડળ બાંધીને પ્રજાને ધર્મનશામાં નાખી, તેને પાયમાલ કરી નાખી. આદિમાનવના ભયનું મૂળ પ્રકૃતિમાં હતું, સુધરેલા ધર્મમૂર્છિત માનવીના ભયનું મૂળ ત્યારે ઈશ્વર છે.

એ ભયમાંથી ઊગરવાને ગુરુએ ભયભીરુ માનવીને પ્રાર્થનાની યોજના કરી આપી. મંદિરોમાં નિરાકાર પ્રભુની કે ભવ્ય મૂર્તિઓ સામે સાકાર પ્રભુની પ્રાર્થનાથી ભય ટળી જશે એમ શીખવ્યું. બાળક ઢીંગલીએ રમે એમ લોક દેવમૂર્તિને રમાડવા માંડી. પ્રકૃતિનાં સુંદર પુષ્પનું જીવન વણસાડીને તેમને તોડી આણ્યાં, તેમના હાર બનાવીને પત્થરની મૂર્તિને ગળે ચઢાવવા માંડ્યા. પોતાનો ભય નિવારવા તેને સાષ્ટાંગ નમસ્કાર કરવા માંડ્યા, તેની પ્રાર્થના કરવા માંડી.

અરે, આજે બાળકોને ભણવાની ચોપડીઓમાં પણ પ્રભુપ્રાર્થના છાપી નાખી છે, પાઠ શરૂ કરતા પહેલાં તેમની પાસે પ્રાર્થના ગવરાવાય છે!

બેશક પ્રાર્થનાથી એ ઘડી આશ્વાસન મળતું પણ હશે, પણ એ પ્રાર્થના નિષ્ફળ જતાં એ આશ્વાસન ટળીને બેવડી નિરાશા થાય છે. ખરે જ,

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥

"સત્યને તજી જે માનવી અસત્યને સેવે છે, તેનું સત્ય માર્યું જાય છે, અસત્ય તો ક્યારનુંય માર્યું ગયું છે."

મહમદ ગઝનવીએ સોમનાથના મંદિર ઉપર ચઢાઈ કરી, ત્યારે બ્રાહ્મણો હાથ જોડીને સોમનાથની પ્રાર્થના કરવા બેશી ગયા. સોમનાથ બ્રાહ્મણોનું તો શું, પોતાનુંય રક્ષણ ન કરી શક્યા; મહમદે આવીને શિવલિંગ ઉપર પ્રહાર કરવા માંડ્યો, ત્યારે બ્રાહ્મણોએ સોમનાથને છોડી મહમદની પ્રાર્થના કરવા માંડી. મહમદે તો સોમનાથના તોડીને ટુકડા કરી નાખ્યા. અને છતાંય લોક સમજ્યા નહિ કે ભય ટાળવાના યોગ્ય ઉપાય ઈશ્વરપ્રાર્થના નહિ, પણ બીજા જ હતા. ઈશ્વર હોય તોય પ્રાર્થનામાં માગ્યું કૃપા કરીને એ કેવી રીતે આપી શકે? સ્વાભાવિક નિયમ વિરુદ્ધ એ શું કરી શકે? મૂકને એ વાચાલ કરી શકે? પંગુને એ ગિરિ ઓળંગાવી શકે? પર્વત પાસે એ ઇંડાં મુકાવી શકે?

ગયા વિગ્રહપ્રસંગે વિગ્રહમાં ઊતરેલી સૌ પ્રજાઓએ પોતાના વિજય માટે અનેક ઈશ્વરપ્રાર્થનાઓ કરેલી. પણ જેની પાસે વધારે વિગ્રહસામગ્રી હતી તેનો જ વિજય થએલો, ઈશ્વરપ્રાર્થનાથી કંઈ જ વળેલું નહિ. છતાં હજીયે લોકને ઈશ્વરપ્રાર્થનામાં શ્રદ્ધા અચળ રહી છે. આ અંધશ્રદ્ધા—જડતા નહિ તો બીજું શું?

રાજપુરુષો કહે છે કે "હિંદે સ્વરાજ્યને માટે જે અરજીઓ કરી તેના કાગળોની હાર કરી હોય તો એ ટીપણું લંડન સુધી પહોંચે; અને છતાં હિંદની ગુલામગીરી ટળી નહિ. માટે હવે તો ગુલામગીરી ટાળવા ને સ્વરાજ્ય લેવા માટે એ અરજાઅરજી એક કોરે મૂકી સાચા ઉપાય લેવા." આખરે એની શ્રદ્ધાજડતા ટળી. હિંદુ હજારો વર્ષથી ઈશ્વરની પ્રાર્થના કરે છે, અને છતાંયે સર્વ વિષયોમાં એ જગતનો દાસ થઇ પડ્યો છે. ત્યારે એ એમ ક્યારે કહેતો થશે કે "મારા પ્રભુ, મારી મુક્તિને માટે તારી જે પ્રાર્થનાઓ કરી તેનો તાર એટલો લાંબો થાય કે તું હોય તો તારા ધામનીયે પાર પહોંચે, અને છતાંય મારું દાસત્વ ટળ્યું નહિ, મારી હીનતા ટળી નહિ; ત્યારે હવે તો એ દાસત્વ, એ હીનતા ટાળવા ને મુક્તિ મેળવવા એ પ્રાર્થના—એ અરજાઅરજી એક કોરે મૂકી સાચા ઉપાય લેઇશ. ખશી જા વચ્ચેથી તું!" ખરે, હિંદુ એમ ક્યારે કહેતો થશે! હજી તો ઈશ્વરપ્રાર્થનામાંથી એની શ્રદ્ધા જરાય ચસકી નથી, એટલો બધો એને શ્રદ્ધાધર્મે જડ બનાવી મૂક્યો છે! અને હજી તો કેટલાય લેખકો અને વક્તાઓ પોતાના લેખને કે ભાષણને અંતે એ ઈશ્વરની પ્રાર્થના કર્યે જાય છે. નિર્બળનું બળ પ્રાર્થના છે! આમ બધી પ્રાર્થનાનું અને અરજાઅરજીઓનું મૂળ ઈશ્વર છે.

જેમ ભયમાંથી રક્ષણ પામવાને તેમ જ ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરવાને પણ પછી તો માણસ ઈશ્વરપ્રાર્થના કરતાં શીખ્યો. પુત્ર કે ધન પામવાને પણ ઈશ્વરપ્રાર્થના કરવા લાગ્યો.

પણ **શ્રદ્ધા કેટલીક વાર** એવી જડ હોય છે કે ભય ટળતાં કે પદાર્થ **પ્રાપ્ત થતાં માનવી પોતાના** એ ઈશ્વરને સમૂળો ભૂલી જાય છે. ઈશ્વરને છેતરનાર પણ પડ્યા છે: "ધનપતિ શેઠને દીકરો નહોતો. તેણે ઈશ્વરની પ્રાર્થના કરીને માનતા માની કે 'હે ભગવાન, મને તું દીકરો આપીશ તો એ પાંચ વર્ષનો થયે તને હીરાનો હાર ચઢાવીશ.'

રાક્ષસોના તપથી ભોળવાઇને ઇશ્વર તેમને વરદાન આપે; પછી રાક્ષસો જ્યારે એ વરદાનને બળે દેવોને પીડે ત્યારે એ પસ્તાય ને એમને મારવા અવતાર લે, એવો હિંદુઓનો ઇશ્વર ભોળો છે! ભોળે ઇશ્વરે ધનપતિને દીકરો આપ્યો. દીકરાનું નામ ઉસ્તાદ શેઠે 'હીરો' પાડ્યું. હીરો પાંચ વર્ષનો થયો, અને માનતા પૂરી કરવાનો દિવસ આવ્યો. ધનપતિ શેઠે હીરાને ગળે ફૂલનો હાર પહેરાવ્યો ને વાજતે ગાજતે તેને દેવમંદિરે લેઇ ગયા. દીકરાને દેવને પગે લગાડ્યો અને તેના ગળામાંથી ફૂલનો હાર ઉતારી દેવને ચઢાવ્યો ને શેઠ બોલ્યા: 'દેવબાપલિયા, માનતા માનેલી તે પ્રમાણે આ 'હીરા'નો હાર તને ચઢાવું છું, તે માની લેજે ને એનું ભલું કરજે.' દીકરાનું નામ હીરો પાડીને એનો હાર દેવને ચઢાવી દીધો." દેવને પણ છેતરનાર આવા ઉસ્તાદ પડ્યા છે! અને છતાંય તમે કહો છો કે ઇશ્વરભયે લોક પાંશરા ચાલે છે.

પણ આવા ધનપતિઓ તરફના જેમ જેમ અનુભવ થતા ગયા, તેમ તેમ ગુરુઓ શ્રદ્ધાધર્મના કિલ્લા મજબુત કરતા ગયા. શિષ્યોને કબજે રાખવા માટે તેમણે પુણ્યપાપની ભાવના ખડી કરી, તેનાં ફળ ભોગવવા સ્વર્ગનરકની યોજના કરી, સ્વર્ગનાં સુંદર અને નરકનાં ભયંકર વર્ણન લખ્યાં. આમ લોકને વશ રાખવા પ્રયત્ન કર્યા.

વળી યજ્ઞ–હિંસાયજ્ઞ કર્યે સ્વર્ગ મળે, ગંગાસ્નાને ને તીર્થયાત્રાએ પાપ ધોવાય ને નરક ટળે, એમ પણ બતાવ્યું. લખી માર્યું કે

अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

"બીજે સ્થળે કરેલાં પાપ તીર્થક્ષેત્રમાં નાશ પામે છે, પણ તીર્થક્ષેત્રમાં કરેલાં પાપ વજ્ર જેવાં સજડ થાય છે." આમ તીર્થક્ષેત્રનું

માહાત્મ્ય વધાર્યું તો ખરું, પણ આજે તીર્થક્ષેત્રજ કેવાં પાપક્ષેત્ર થઇ પડ્યાં છે અને એને પાપક્ષેત્ર બનાવી મૂકનાર એ ગુરુઓ ત્યાં કેવી પાપલીલાઓ રમી રહ્યા છે એ તો આજે આપણે સૌ જાણીએ છીએ. અને શ્રદ્ધાધર્મનાં એ જ પરિણામ હોય ને! ત્યારે સાચી વાત તો એમ છે, કે પાપફળ ભોગવ્યા વિના તો

केऽपि क्षेत्रे कृतं पापं केऽपि क्षेत्रे न नश्यति ।
सर्वक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

આવા શ્રદ્ધાધર્મ વિરુદ્ધ પ્રાચીન કાળે બુદ્ધ, મહાવીર, બૃહસ્પતિ, ચાર્વાક, વગેરે નિરીશ્વર વિચારકોએ પ્રચંડ બંડ ઉઠાવેલાં. પણ તે ય કાળે કરીને શ્રદ્ધાધર્મના પ્રચંડ જડતાબળને લીધે શિથિલ થઇ પડેલાં.

અને પાછી આજે તો એથીયે ભ્રષ્ટ દશા થઇ પડી છે. હિંદુઓના મુખ્ય પુણ્યધામ તીર્થરાજ કાશીક્ષેત્ર વિષે તો એવી પ્રસિદ્ધ ઉક્તિ છે, કે

रांड सांढ और सीढी संन्यासी ।
इतने से बचो तो सेवो कासी ॥

આખા દેશની કંઇ અનેક ભક્તાણીઓ અને વિધવાઓ શું ય પુણ્યકર્મ કરવા કાશીધામમાં આવી ભરાય છે. એમણે એ સમસ્ત નગરને વેશ્યાવાડો કરી મૂક્યું છે. પવિત્ર ગાયોના સેંકડો પવિત્ર પુત્રો એ ધામમાં રખડતા ફરે છે, ભક્તજનોના લાડુથી રાતામાતા થઇ જેને તેને મારતા ફરે છે. ગંગાનદીના ઓવારાનાં અનેક પગથિયાં ચઢવાં ઉતરવાં સહેલાં નથી. અને હિંદુ ધર્મના બાવન લાખ બાવામાંના કેટલાય એ ધામમાં પડ્યા પાથર્યા રહે છે, ભક્તજનોના મલીદા ઉડાવીને રાતામાતા થઇ અનેક અનાચાર આચરે છે. અનાચારને માટે ભક્તાણીઓનો ને વિધવાઓનો ત્યાં પાર નથી. માટેજ કોઇકે

ઉપરની સૂચના આપી દીધી છે કે વેશ્યાઓ, સાંઢિયા, ગંગાનાં પગથિયાં અને બાવા, એટલાથી બચી શકો તો જ કાશીની જાત્રાએ જજો!

બંગાળમાં નવદ્વીપ (નદિયા) નૈયાયિકોનું મુખ્ય ધામ છે. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવાને એના જેવું આખા ભારતવર્ષમાં એકે વિદ્યાપીઠ નથી. ભક્તરાજ ચૈતન્યદેવે પણ પોતાના ભક્તિમાર્ગને ત્યાં જ ગાયો. એ ભક્તિધર્મે આજે નવદ્વીપનો સર્વનાશ કરી મૂક્યો છે. થોડાં જ વર્ષ ઉપર કલકત્તાના કેટલાક ધનાઢ્ય મારવાડીઓએ ત્યાં 'ભજનાશ્રમ' સ્થાપ્યો છે. આશ્રમને માટે વિશાળ મકાન બાંધ્યું છે. મકાનની અંદર ભીંતો ઉપર हरे राम हरे राम, राम राम हरे राम। हरे कृष्ण हरे कृष्ण, कृष्ण कृष्ण हरे कृष्ण॥ એ ભજનસૂત્રો ઠામ ઠામ લખી દીધાં છે. આશ્રમમાં વૈષ્ણવ નહિ, પણ વૈષ્ણવીઓ સવારના પાંચથી નવ અને સાંજના ૭થી નવ વાગ્યા સુધી ઉપરનું ભજન ગાયા કરે છે. એક વૈષ્ણવી ગવરાવે છે, બીજી બધી ઝીલે છે. બધી એટલે કેટલી? સં. ૧૯૭૮માં દિવાળી ઉપર શાન્તિનિકેતનના વિદ્યાર્થીમંડળ સાથે હું ત્યાં ગયો ત્યારે સાઢા આઠસોને સુમારે ત્યાં ભજન ગાતી. તેમને આશ્રમ તરફથી કાચું સીધું, કપડાં ને ઘરનું ભાડું મળે છે. ભજન થઇ રહ્યા પછી ભાડે રાખેલે પોતાને ઘેર જાય, ખાય પીએ ને મજા ઉડાવે. શાળીનાં ચાકાં સુંદર મુખને વરવું કરી મૂકે તેમ પચીસ હજારની વસતિવાળા આખા નગરમાં જુદી જુદી જગાએ વસીને એ વૈષ્ણવીઓ આખા એ પુણ્યધામને અનાચારથી નષ્ટભ્રષ્ટ કરી રહી છે. તેમને એક સ્થાને રાખી અભ્યાસ કરાવવાની ને રેંટિયો વગેરે કંઇ ઉદ્યોગ શીખવવાની સૂચના આશ્રમના પગારદાર વ્યવસ્થાપકોને નાસ્તિકની સૂચના લાગી. એ તો એમ જ માને છે કે "એ બાઇઓ શું કરે છે તે અમારે જોવાનું નથી, અમારે તો પૈસો ભજન કરાવવામાં વાપરવો ને એમ કહીને ધર્મ વહોરવો રહ્યો!"

શ્રદ્ધાધર્મના ગુરુઓએ પોતાના કલ્પનાધર્મમાં આમ જાળાં રચીને તેમાં શિષ્યોને આંતર્યા ને તેના ઉપર ચોકી કરવા પોતે બેઠા. શિષ્યોને પતિત કર્યા ને એમ કરતાં કરતાં પોતે પણ પતિત થઇ ગયા. આજના ગુંસાઇંજી મહારાજો તરફ જુઓ, તો એ શ્રદ્ધાધર્મની સર્વ ભ્રષ્ટતા તમારી નજર સામે તરી આવશે. ભાગવત અને બીજાં પુરાણમાં ભ્રષ્ટતાનો પાર નથી. તેમાં એક પણ ઋષિમુનિને સાજેસમો પવિત્ર રહેવા નથી દીધો. ગોપિકાવલ્લભ કૃષ્ણની લીલા ઊભી કરીને આજે મહારાજો એ લીલામાંજ રચ્યાપચ્યા રહ્યા છે. સ્ત્રીને તો એમણે પોતાની કામવાસનાનું ક્ષેત્રજ બનાવી મૂક્યું છે. આ ગુરુઓના પતનનું વર્ણન કરતાં પણ કમ્પ થાય છે!

ગયા જમાનામાં વળી બ્રાહ્મસમાજે ને આર્યસમાજે એ શ્રદ્ધાધર્મના ધર્મગુરુઓ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું હતું. ગુજરાતમાં એ ગુરુઓ સામેનું વીરકવિ નર્મદનું બંડ તો પ્રસિદ્ધ છે. એમણે ગુસાંઇજી મહારાજને ઉદ્દેશીને મુંબઇમાં લખ્યું કે

આવ્યો આવ્યો રે સુરતી લાલ મુંબઇ ઠગવાને;
લાવ્યો લાવ્યો રે સુરતી ચાલ મુંબઇ ઠગવાને.

અને પછી એ મહારાજ મુંબઇ આવે તો એને મારીને મુંબઇ બહાર કાઢવાની લોકને હાકલ કરી. ગુંસાઇજી જે ભ્રષ્ટાચાર વર્તાવી રહ્યા હતા, તેની સામે વીરનર કરસનદાસ મૂળજીએ પણ પોકાર ઉઠાવ્યો. સ્થિતિ એવી થઇ પડી કે પોતાની ફજેતી કર્યા બદલ જદુલાલ મહારાજને કરસનદાસ ઉપર ફરિયાદ કરવી પડી. ન્યાયમંદિરમાં મહારાજની ફજેતીના ફાળકા ઊડ્યા! આખો એ વૃત્તાંત જેણે જાણવો હોય તે 'મહારાજ લાઇબલ કેસ' નામે પુસ્તક વાંચે.

અને હજીયે એ ગુંસાઇજી મહારાજોને ભાન ક્યાં આવ્યું છે! દામોદરલાલ મહારાજે હંસા નામે ગાનારીને 'વહૂજી મહારાજ'

કરીને રાખ્યાં છે. એ વસ્તુએ તો આખા વૈષ્ણવ સમાજને હચમચાવી મૂક્યો છે. ખરેજ આ મહારાજો श्रीमदाचार्य (श्रीमद् + आचार्य) રહ્યા નથી, એ તો श्री मदाचार्य (मद + आचार्य) બની ગયા છે!

આ ગુરુઓના પતનનું વર્ણન વિસ્તારથી કરતાં તો આપણે શરમાવું પડે. આનો ઉપાય તો હવે યુવકોના હાથમાં છે. શ્રદ્ધાધર્મની આ ગુરુગાદીઓ જ ઉખાડી નાખવી ઘટે!

નારીજાતિને શ્રદ્ધાધર્મે પરાધીન બનાવેલી, તે સામે પણ બૌદ્ધ યુગમાં બંડ ઉઠેલું. તેને શક્તિનું રૂપ આપી શાક્તધર્મ ચલાવેલો. બૌદ્ધોએ સ્ત્રીજાતિને માતૃજાતિનું ઊંચું પદ આપ્યું, નારી શક્તિ, દુર્ગા, ચણ્ડી, અંબા મનાઇ; કંઇક ઉન્નત પણ થઇ. પણ શાક્તધર્મ ય કાળે કરીને શિથિલ થઇ પડ્યો. શ્રદ્ધાધર્મનું સ્વરૂપ પાછું તેણે ધારણ કર્યું. એમાં વિકાર થયો ને એણે વામમાર્ગ ગ્રહણ કર્યો. એ વામમાર્ગની ભ્રષ્ટતા તો અપરંપાર છે. તે જોવી હોય તો કાઠિયાવાડના ચોળીપંથ વગેરે ગુપ્ત ધર્મસંપ્રદાયોનો અભ્યાસ કરજો. તુળસીને વિષ્ણુ સાથે પરણાવવાની જડતા તો જાણે સમજ્યા, પણ દક્ષિણમાં કુમળી કુમારિકાઓને દેવાર્પણ કરવામાં આવે છે! એ ધર્મરૂઢિએ કેટલી ભ્રષ્ટતા પ્રવર્તાવી મૂકી છે, બિચારી એ દેવદાસીઓનાં—મુરલીઓનાં જીવન કેવાં ભ્રષ્ટ કરી મૂક્યાં છે, તેમને સેવનાર આચાર્યોનાં અને ધનાઢ્યોનાં જીવનને કેવાં પતિત કરી મૂક્યાં છે એ જાણીએ ત્યારે તો ભયંકર કંપ થયા વિના ન રહે. હિંદુ ધર્મે વિધવાની પણ ઓછી અધોગતિ કરી છે? પુરુષોને પાપે સપડાઇ પડતાં અંતે તો એ બિચારીઓને નિરુપાય થઇ વેશ્યાવૃત્તિ સ્વીકારવી પડે છે કે આત્મહત્યા કરવી પડે છે. એક રાજાએ ગયા સૂર્યગ્રહણને પ્રસંગે પોતાની રાણી બ્રાહ્મણને દાનમાં આપી ને દશ હજાર રૂપિયે પાછી ખરીદી લીધી!

આ બધાનો વિચાર કરીએ છીએ ત્યારે લાગ્યા વિના નથી રહેતું કે હિંદુ ધર્મમાંથી દયાધર્મનો તો સમૂળો લોપ થયો છે. એનો દયાધર્મ આવી ભરાયો છે કીડીઆરાંમાં લોટ મૂકવામાં, સડેલા દાણામાં પડેલા જંતુને જીવાડવામાં, કબૂતરોને દાણા નાખવામાં, ખોડાં ઢોરને જીવાડવામાં, અને ગોરક્ષાને નામે મુસલમાન ભાઇઓ સાથે લોહી ઉડાડવામાં!

હિંદુ ધર્મમાં નાના જંતુની દયા ઊભરાય છે! મોટા જંતુની—માણસની, ખાસ કરીને સ્ત્રીની અને વળી વિધવાની—એને દયા નથી. લોકને ધર્મને નામે ઠગી, તેમનું ધન લૂંટી ધર્માચાર્યો વિલાસ ઉડાવે છે; સમાજમાં અજ્ઞાનથી અને રોગથી પીડાતા લોક માટે નથી વિદ્યાશાળા સ્થાપતા કે નથી દવાખાનાં સ્થાપતા. પોતે અજ્ઞાનમાં ડૂબ્યા છે, પોતાના સાધુઓને અને શિષ્યોને અજ્ઞાનમાં ડુબાડે છે. દુરાચારને લીધે કે અન્ય કારણે રોગ થતાં તેઓ ખ્રિસ્તીઓએ સ્થાપેલાં દવાખાનાંની દવા પીએ છે, સાધુઓ તો એ દવાખાનાંમાં જઇ પડે છે.

એ દવાખાનાંમાં જઇ પડી ખ્રિસ્તી સેવકોને હાથે દવા પીએ છે. અને એ ખ્રિસ્તીઓ કોણ? હિંદુ ધર્મની અસ્પૃશ્યતાને પાપે હિંદુ ધર્મમાંથી હાંકી કાઢેલા અંત્યજ હિંદુઓ, જેમણે ખ્રિસ્તી ધર્મ સ્વીકારેલો ને જેમને ખ્રિસ્તી ધર્મે સ્પૃશ્ય બનાવેલા. આચાર્યો ને સાધુઓ એમને હાથે દવા પીતાં અભડાતા નથી, વટલાતા નથી—એમ કર્યે એમને પાપ લાગતું નથી. પણ જે અંત્યજ હજીયે હિંદુ રહ્યો છે તેના હાથનું પાણી કે દવા લેતાં તો શું, પણ તેનો સ્પર્શ કરતાંયે તે અભડાય છે. અને હિંદુ ધર્મનું અસ્પૃશ્યતાનું પાપ અસ્પૃશ્યોમાંય પેશી ગયું છે, એટલું જ નહિ પણ કંઇક અંશે હિંદના મુસલમાનોમાં ને ખ્રિસ્તીઓમાં પણ પેઠું છે. આ ભયંકર પાપનું પરિણામ આજે સમસ્ત હિંદુ સમાજ અને કંઇક અંશે હિંદ સમસ્ત પણ ભોગવી રહ્યો છે.

ખ્રિસ્તી ધર્મની પણ એવી જ અવદશા છે. ઇશુ ખ્રિસ્તે યાહુદી

ધર્મના અનાચારો સામે પ્રચંડ બંડ ઉઠાવ્યું, પણ તેમાં ઈશ્વરને કાયમ રાખ્યો ને પોતે તેનો એકમાત્ર પુત્ર થઇ બેઠો! એ નવે ધર્મે શ્રદ્ધાને–વિશ્વાસને–ખૂબ જ મહત્ત્વ આપ્યું. આથી જ આપણા દેશમાં ખ્રિસ્તી ધર્મ સ્વીકારનારા વિશ્વાસી કહેવાય છે. યુરોપમાં આ નવો ધર્મ સપાટાબંધ પ્રસરી ગયો. પણ ત્યાંના મૂળ અજ્ઞાનધર્મને સમૂળો ધોઈ શક્યો નહિ. એની મૂળ ભૂમિકા ઉપર આ નવે ધર્મે પોતાની ઇમારત ચણી. આથી ત્યાંના એ મૂળ ધર્મનાં તત્ત્વો આ નવા ધર્મમાં આવ્યાં ને એક નવો મિશ્ર ખ્રિસ્તી ધર્મ ઊભો થયો. પ્રાચીન ગ્રીકોએ શોધેલાં ઉન્નત ધર્મતત્ત્વોને પણ એ નવે ખ્રિસ્તી ધર્મે હાનિ કરી. આપણે અહીં ગોવામાં પોર્ચ્યુગીઝ લોકોએ દાખલ કરેલા ખ્રિસ્તી ધર્મની પણ એ જ દશા થઇ છે: હિંદુઓના બ્રાહ્મણ વગેરે જાતિ-વિભાગ એમાં દાખલ થયા છે, બ્રાહ્મણ ખ્રિસ્તી શૂદ્ર ખ્રિસ્તીને પોતાની કન્યા ના દે! યુરોપિયન ખ્રિસ્તી ગુરુઓ હિંદી ખ્રિસ્તી શિષ્યોને નીચા માને છે, હિંદી ખ્રિસ્તીઓ હિંદુ અસ્પૃશ્યોને અડતા નથી!

યુરોપના આ નવા ધર્મમાં ગુરુલીલા સપાટાબંધ દાખલ થઇ ગઇ, રોમન સામ્રાજ્યના પાટનગર રોમમાં એ ગુરુઓએ પોતાની ધર્મગાદી જમાવી. એ ગુરુ પોપને નામે ઓળખાય છે. એ પોપગુરુઓએ પોતાના શિષ્યોને માટે અનેક જાળ રચ્યાં. મૂર્તિઓ સ્થાપી, તેને માટે ભવ્ય મંદિર પણ બાંધ્યાં. પુણ્યપાપનાં ફળ ભોગવવા પ્રાચીન સ્વર્ગનરકને નવાં સ્વરુપ આપ્યાં. પાપસ્વીકાર ( Confession ) કરીને દક્ષિણા આપનાર પાપીને જાર્ડન નદીનાં પવિત્ર જળથી પવિત્ર કરી મોક્ષ આપવા માંડયા. મરનારને સ્વર્ગમાં સુખસામગ્રી મળે, એટલા માટે ખૂબ પૈસા લેઇને ઇશ્વર ઉપર હૂંડીઓ લખી આપવા માંડી. એ હૂંડીઓ મરનારની સાથે કબરમાં દટાતી. આમ પવિત્ર મનાતા જાર્ડનજળથી પાપમુક્તિ મળે, પૈસા આપીને લખાવી લીધેલી હૂંડીઓથી સ્વર્ગમાં સુખસામગ્રી મળે, એટલે પાપ કરતાં કોણ પાછું

વાળી જુઓ ! થોડા જ સમયમાં ખ્રિસ્તી ધર્મમાં પાપનો અનર્ગળ પ્રચાર થઇ ગયો. ઈશુએ પોતાના ધર્મમાં ઈશ્વરને સ્થાન આપ્યું અને પોતે તેનો એકમાત્ર પુત્ર થઇ બેઠો એનાં આ પરિણામ!

પાપપ્રચાર લોકમાં જ નહિ, પણ લોકને સંસ્કારે સાધુસંપ્રદાયમાં પણ થયો. એ ધર્મમાં સાધુ અને સાધ્વી એમ બંને સંપ્રદાય છે. બંને સંપ્રદાયમાં ખૂબ પાપપ્રચાર થયો. અહીં તો તેનું એક જ ઉદાહરણ આપીને એ પ્રકટ કરીશું. જાહેર સભાઓમાં પણ એ સાધુઓ પોતાની વેશ્યાઓને સાથે લેઇને જતા. અનાચારને માટે જુવાન રસોઇયણો રાખતા. તોફાન ખૂબ વધી ગયું અને લોકાપવાદ અસહ્ય થઇ પડ્યો, ત્યારે પોપ મહારાજે આજ્ઞાપત્ર કાઢ્યું જે કોઇ સાધુએ 'ચાળીસ વર્ષથી નાની' રસોઇયણ રાખવી નહિ. આજ્ઞાપત્રને માન આપ્યા વિના તો છૂટકો નહિ, એટલે ઉસ્તાદ સાધુઓએ બાવીસ બાવીસ વર્ષની બે રસોઇયણો રાખી અને બે બે મળીને ચૂંવાળીસ વર્ષની એટલે 'ચાળીસ વર્ષથી નાની' નહિ એવી એક રસોઇયણ બનાવી દીધી! એકને બદલે બે રસોઇયણ રખાઇ ને વળી કાયદાને માન પણ અપાયું! અઢાર વર્ષના વરને બદલે નવ નવ વર્ષના બે વર શોધી લાવનાર ગોરના જેવી આ વાત! આપણે અહીં તો આ કહેવત છે, સુધરેલા યુરોપના ખ્રિસ્તી ધર્મમાં તો એક કાળે આ વસ્તુસ્થિતિ હતી.

યુરોપમાં ખ્રિસ્તી ધર્મ જન્મ્યો, તે પહેલાં ત્યાં વિજ્ઞાનનો પ્રકાશ કંઇક સારી રીતે થવા લાગ્યો હતો. પણ આ નવે ધર્મે તો વિજ્ઞાન ઉપર પણ પોતાનું બળ દાખવીને તેના ઉપર અંકુશ મૂક્યો. વિજ્ઞાનશાસ્ત્રે કહ્યું કે "સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે, એવું લોકો જે માને છે એ વાત ખોટી છે; ખરી વાત તો એમ છે કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે." આ સાંભળીને પોપે આજ્ઞાપત્ર પ્રસિદ્ધ કર્યું, જે

"એ વાત ખોટી જ છે, સૂર્ય જ પૃથ્વીની આસપાસ ફરે છે. પણ છતાં યે એ પંડિતોની વાત સાચી જ હોય તો ખ્રિસ્તીધર્મની રક્ષા કરવા પ્રભુએ મૂકેલો હું પોપ, પૃથ્વીને અને સૂર્યને આજ મિતિએ આજ્ઞા કરું છું કે પૃથ્વીએ થંભી જઇને સ્થિર રહેવું અને સૂર્યે પૃથ્વીની આસપાસ ફરવા માંડવું." ત્યાર પછી ઘણા કાળ સુધી કોઇ વિજ્ઞાનશાસ્ત્રી પૃથ્વીને સૂર્યની આસપાસ ફેરવવાનું સાહસ કરી શકેલો નહિ. વિજ્ઞાનશાસ્ત્રે કહ્યું કે "સૂર્ય ઉપર ધાબાં છે." આ સાંભળીને બાઇબલપંડિત પોપે પ્રચંડ નાદે પ્રસિદ્ધ કર્યું, જે "દશ દશ વાર હું બાઇબલ જોઇ વળ્યો, પણ સૂર્ય ઉપર ધાબાં હોવાનું તેમાં કોઇ સ્થળે લખ્યું નથી. તેથી ગમે તો તે વિજ્ઞાનશાસ્ત્રીના દૂરબીનમાં ધાબાં હશે, અને તેમ નહિ તો તેની આંખમાં ધાબાં હશે; બાકી સૂર્ય ઉપર તો ધાબાં નથી જ નથી." અને ત્યાર પછી ઘણા કાળ સુધી, એ શ્રદ્ધાધર્મનો રૂઆબ નબળો પડ્યો ત્યાં સુધી, કોઇ વિજ્ઞાનશાસ્ત્રી પોતાના દૂરબીનનો કાચ બાઇબલ ઉપરથી ખસેડીને આકાશ તરફ ધરવાનું સાહસ કરી શકેલો નહિ. આમ ખ્રિસ્તી ધર્મે વિજ્ઞાનશાસ્ત્રને પણ ઘડીક વાર તો થંભાવી મૂકેલું!

પોપની આજ્ઞા વિરુદ્ધ જે જાય તેનો ધર્મથી બહિષ્કાર થતો. પછી તેને કોઇ ધર્મક્રિયા કરાવી શકાતું નહિ, એ મરતો ત્યારે પણ તેને સ્મશાને લેઇ જવા કોઇ આવતું નહિ. આથી પોપ વિરુદ્ધ થતાં લોક ડરતા. પણ છતાં ય કોઇ કોઇ સત્યવાદી લોક પોપની વિરુદ્ધ થતા અને ધર્મબહિષ્કારનો દંડ સુખે સહન કરી લેતા. સોળમા સૈકામાં જર્મનીના પ્રચણ્ડ વિચારક અને ધર્મગુરુ લ્યુથરે (Martin Luther) ખ્રિસ્તી ધર્મના અનાચાર અને પોપના જોહુકમી અમલ સામે પોકાર ઉઠાવ્યો. તરત જ પોપે તેના એ ધર્મદ્રોહનો જવાબ આપવા તેને રોમ બોલાવ્યો. લ્યુથરને તેના મિત્રોએ રોમ જતાં વાર્યો, ત્યારે એણે શૌર્યભર્યા શબ્દોથી ઉત્તર વાળ્યો, કે "એ

રોમનગરીનાં બધાં ઘર ઉપર જેટલાં નળિયાં છે, એટલા ત્યાં સેતાન હશે, તો ય હું જઈશ ને પોપને જવાબ દેઈશ.” લ્યુથર તરત જ રોમ ગયો, પોપે તેને ધમકાવ્યો. એ નિરંજન વીરપુરુષ પોપની ધમકીથી ના જ અંજાયો, તેને તાબે ના જ થયો. પોપે હારીને તેનો ધર્મબહિષ્કાર કર્યો. પોપે ધર્મબહિષ્કારની ઉગામેલી તલવારથી વીર લ્યુથર ઉપર કાથાની દોરડી જેટલી પણ અસર ના થઈ! એ પાછો જર્મની આવ્યો અને લોકને બાઇબલના સાચા અર્થ જણાવીને, પોપના રોમન ધર્મ વિરુદ્ધ એણે પ્રોટેસ્ટંટ (બંડ) ધર્મનો પ્રચાર કર્યો. આખા યુરોપ ઉપર ચાલતું રોમન ધર્મનું પરિબળ ઢીલું પડી ગયું ને લોક પ્રોટેસ્ટંટ ધર્મનો સ્વીકાર કરવા લાગ્યા. આજે યુરોપમાં પ્રોટેસ્ટંટ ધર્મનું પણ ઓછું પરિબળ નથી. ઇગ્લૅણ્ડ જેવા દેશોએ તો પ્રોટેસ્ટંટ ધર્મને પોતાના દેશધર્મ તરીકે સ્વીકાર્યો છે.

ખ્રિસ્તી ધર્મને લ્યુથરે કંઇક શુદ્ધિ આપી, પોપના કરતાં બાઇબલને વધારે મહત્ત્વ આપ્યું, અને છતાં યે કાળ જતે એ પ્રોટેસ્ટંટ ધર્મમાં પાછો વિકાર થયો. સર્વે સંપ્રદાયો અને સંસ્થાઓ ગમે તેવી ઊંચી પ્રેરણાએ જન્મ પામી હોય, પણ કાળ જતે એ સૌ સંપ્રદાયો અને સંસ્થાઓ વૃદ્ધ, નિર્જીવ અને જડ બની જાય છે. આ પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી ધર્મની પણ કાળ જતે એ જ દશા થઇ પડી.

ક્રાઇસ્ટે તો પોતાનું પ્રવચન જ્યુડિયાની લોકભાષામાં કરેલું, પણ તે અને આખો નવો કરાર પાછળથી ગ્રીક ભાષામાં લખાએલો. લ્યુથરે એનું જર્મન ભાષામાં ભાષાન્તર કરેલું. ક્રાઇસ્ટના પ્રવચનના એ જર્મન ભાષાન્તરમાં લખ્યું છે, કે “જે કોઇ પોતાના ભાઇ ઉપર ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે” (મેથ્યુ ૫ : ૨૨). અંગ્રેજી ભાષામાં ભાષાન્તર થયું, ત્યારે રોમન કેથોલિક સંપ્રદાયે પણ એ જ શબ્દો રાખ્યા; પણ પ્રોટેસ્ટંટ સંપ્રદાયે એ ભાષાન્તર આમ

કર્યું: "જે કોઇ પોતાના ભાઇ ઉપર વિનાકારણ ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે." આમ એક 'વિનાકારણ' શબ્દ ઉમેરી દેઇને ક્રાઇસ્ટના એ સુંદર પ્રવચનનો બધોય ધર્મભાવ ધૂળ મેળવ્યો! કારણકે જગતમાં 'વિનાકારણ' તો કોઇયે ક્રોધ કરતું નથી. ક્રાઇસ્ટનો ઉપદેશ તો એમ હતો કે કારણ મળે તોય ક્રોધ કરવો નહિ. સર્વે ધર્મગ્રંથોમાં એકાદ પ્રક્ષિપ્ત શબ્દથી કે શ્લોકથી ધર્મભાવ કેવો ઊંધો વળી જાય છે, એ આ એક જ ઉદાહરણથી સ્પષ્ટ રીતે માલમ પડશે.

ક્રાઇસ્ટે ઉપદેશ આપેલો, કે "કશાય સોગન ન ખા . . . પણ જે કહેવાનું હોય તે 'હા'નું 'હા' અને 'ના'નું 'ના' કહે" (મેથ્યુ ૫ : ૩૪–૩૭). પણ એ જ ખ્રિસ્તીઓએ સ્થાપેલાં ન્યાયમંદિરોમાં ખ્રિસ્તીઓને એ જ બાઇબલ ઉપર અને બીજાઓને પોતાના ધર્મગ્રંથ ઉપર હાથ મૂકીને અથવા 'ઇશ્વરને માથે રાખીને' સાચું બોલવાના સોગન ખાવાનો કાયદો છે. એમાં એવી પણ કલમ છે કે એવા સોગન ન ખાનારને કેદખાનાની સજા કરવી. પણ ઇંગ્લૅણ્ડમાં વીરપુરુષ બ્રેડલોએ જણાવી દીધું કે કોઇ પણ જાતના સોગન ખાવા એ મારા અંતઃકરણ અને ધર્મ વિરુદ્ધ છે, ત્યારે ત્યાં ઇ. સ. ૧૮૮૮માં એવો કાયદો કરવો પડ્યો કે સોગન ખાવા એ જેના ધર્મ વિરુદ્ધ હોય, તેણે સાચું બોલવાની માત્ર પ્રતિજ્ઞા કરવી. આજે પણ એ બંને કાયદા મોજુદ છે.

ક્રાઇસ્ટે ઉપદેશ આપેલો, કે "જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે જેમ ઢોંગીઓ સભાસ્થાનોમાં તથા રસ્તાઓમાં માણસોથી વખાણ પામવાને કરે છે, તેમ તું પોતાની આગળ રણશિંગડું ન વગાડ; હું ખચિત જ કહું છું કે તેઓ પોતાનું ફળ પામે છે. પણ જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે તારો જમણો હાથ જે દાનધર્મ કરે તે તારો ડાબો હાથ ન જાણે, એટલા માટે કે તારાં દાનધર્મ ગુપ્ત રહે, અને ગુપ્તમાં જોનાર

તારો પ્રભુપિતા પોતે તેનો બદલો પ્રકટમાં આપશે" ( મેથ્થુ ૬ : ૨-૪ ). પણ આજે તો છાપાંમાં નામ પ્રકટ થવાને હેતુએ ઘણાંખરાં ધર્મદાન થાય છે. આપણામાં પણ પૂર્વે ધનાઢ્યો જે કૂવા ને વાવ, દેવળો ને ધર્મશાળા બંધાવતા, તેમાંના કોઈક ઉપર ભાગ્યેજ બંધાવનારનું નામ લખાયું હશે, અને આજે તો મકાન ઉપર પથ્થરની તખતીઓમાં દાતાનું નામ ન કોતરવાનું હોય તો ભાગ્યેજ કોઈ ધર્મદાન આપે. ઘણાં ધર્મસ્થાનોની ભીંતો આજે એવી તખતીઓથી વરવી કરી મૂકી છે! દાન ઉઘરાવનાર પણ એમ કરવાનાં વચન આપીને દાતાને લલચાવે છે. ધર્મદાનનો ગુપ્તધર્મ આમ ઊડી ગયો છે ને પ્રકટધર્મ બની રહ્યો છે. આમ જગતની સર્વ પ્રજાઓનું પતન થયું છે.

ક્રાઇસ્ટે ઉપદેશ આપેલો, કે "અને જ્યારે તું પ્રાર્થના કરે, ત્યારે ઢોંગીઓના જેવો ના થા. કેમકે લોક તેમને જુએ એટલા માટે તેઓ સભાસ્થાનોમાં અને રસ્તાઓનાં નાકાં ઉપર ઊભા રહીને પ્રાર્થના કરવા ઇચ્છે છે. હું ખચિતજ કહું છું કે તેઓ પોતાનું ફળ પામે છે. પણ જ્યારે તું પ્રાર્થના કરે, ત્યારે ઓરડીમાં પેસ ને તેનું બારણું બંધ કરીને ગુપ્તમાં રીતે તારા પિતાની પ્રાર્થના કર, અને ગુપ્તમાં જોનાર તારો પ્રભુપિતા પોતે તેનો બદલો પ્રકટમાં આપશે" ( મેથ્થુ ૬ : ૫-૬ ). પણ આજે તો એ ઉપદેશને નેવે મૂકીને ખ્રિસ્તીઓ દેવળોમાં સામુદાયિક પ્રાર્થના કરે છે, સુંદર પિયાના ઉપર સૌ સાથે મળીને પ્રાર્થના ગાય છે. ગુપ્તમાં સંધ્યાપ્રાર્થના કરનાર હિંદુઓ પણ તેમનું અનુકરણ કરીને મંદિરોમાં ને આશ્રમોમાં એવી રીતે સામુદાયિક પ્રાર્થના કરતાં શીખ્યા છે. અને જે બાળકો પ્રાર્થનાના એક પણ શબ્દને અર્થ સમજે કે તેનો ભાવ હૃદયમાં ઉતારી શકે નહિ, એવાં બાળકો પાસે આપણી અનેક શાળાના શિક્ષકો તેમને ધર્મશિક્ષણ આપવાને ભૂલભર્યે હેતુએ વર્ગ ચાલતા પહેલાં પ્રાર્થના કરાવે છે. એવી રીતે

કુમળાં બાળકનાં ચંચળ હૃદયને જડ બનાવી મૂકે છે. પ્રાર્થના મૂળે તો અનર્થક છેજ, તેમાં વળી શ્રદ્ધાજડ માનવીએ તેને અંતર્મુખને બદલે બહિર્મુખ કરીને જડતાનું સાધન બનાવ્યું.

શ્રદ્ધાજડ ખ્રિસ્તી ધર્મે માતૃજાતિની પણ ઓછી અવદશા નથી કરી. યાહુદીપુરાણના (જૂના બાઇબલના) પ્રથમ ખંડમાં – ઉત્પત્તિખંડમાં લખ્યું છે, કે "દેવે આદમને ભરઊંઘમાં નાખ્યો; ને તે ઊંઘી ગયા પછી તેણે તેની એક પાંસળી કાઢી લેઇને તેને સ્થાને માંસ ભર્યું. અને દેવે જે પાંસળી પુરુષમાંથી લીધી હતી. તેની એક સ્ત્રી બનાવી ને તે પુરુષની પાસે લાવ્યો" (૨ : ૨૧–૨૨). પુરુષમાંથી સર્જાએલી સ્ત્રીને યાહુદી શ્રદ્ધાભક્ત પુરુષે પોતાને આધીન માની. યાહુદીઓની એ શ્રદ્ધાજડતા પરિણામે ખ્રિસ્તીઓમાં પણ ઊતરી. પૉલે કોરિંથિયનોને બે પત્રો લખેલા, તે બાઇબલના ખ્રિસ્તીપુરાણનો (નવા કરારનો) ભાગ મનાય છે. તેમાંના પહેલા પત્રમાં લખ્યું છે કે "જો કોઇ સ્ત્રી ઘૂમટો ના રાખે તો તેના વાળ કાતરી નાખવા; પણ વાળ કાતરવાથી કે માથું મૂંડાવાથી સ્ત્રીને લાજ લાગતી હોય તો માથે કંઇ ઓઢે. પુરુષને માથું ઢાંકવું ઘટતું નથી, તે તો દેવની પ્રતિમા તથા મહિમા છે; પણ સ્ત્રી પુરુષનો મહિમા છે, કારણકે પુરુષ સ્ત્રીથી થયો નથી, પણ સ્ત્રી પુરુષથી થઈ છે" (૧૧ : ૬–૮). આમ એ ધર્મે સ્ત્રીને પુરુષના અધિકારમાં પરાધીન બનાવી. એજ શ્રદ્ધાજડતાને બળે, પોતાને હિંદુઓથી વધારે સંસ્કારી મનાવતા સાહેબ લોક સભાસ્થાનમાં કે કોઇને ઘેર જાય તો ટોપી ઉતારે, મડમ લોકથી ના ઉતારાય! આજે યુરોપમાં નારીસમાજે પોતાની એ પરાધીનતા તોડવા માટે નરસમાજ સામે માથું ઊંચકયું છે.

વળી એજ પત્રમાં લખ્યું છે, કે "પુરુષ સ્ત્રીને માટે નહિ, પણ સ્ત્રી પુરુષને માટે સર્જાઇ છે" (૧૧ : ૯). આમ સ્ત્રીને પુરુષની કામવાસના તૃપ્ત કરવાની પૂતળી પણ બનાવી મૂકી!

આમ એ ધર્મમાં વિકાર થયા છતાં વિચારસ્વાતંત્ર્ય ઉપર મદાર બાંધનાર યુરોપિયન એ શ્રદ્ધાજડતાને હજી નથી છોડી શક્યો, હજી વંશપરંપરાથી ચાલતી આવેલી એ ધર્મની શ્રદ્ધાજડતાઓને વળગી રહ્યો છે. પ્રોટેસ્ટંટ ધર્મને સારો માનીને ઇંગ્લૅણ્ડે એને પોતાના રાજધર્મ અને દેશધર્મ તરીકે સ્વીકાર્યો. પરિણામે ત્યાંના રાજાએ પ્રોટેસ્ટંટ ધર્મ જ પાળવો પડે. ઇંગ્લૅણ્ડના રાજકુમારને રોમન કૅથોલિક ધર્મમાં શ્રદ્ધા હોય, છતાં યે રાજપાટે બેસતી વખતે એણે પ્રોટેસ્ટંટ થવું જ પડે. શીરા માટે શ્રાવક થવું જ પડે! આથી કૅથોલિક પ્રજાનાં મન બહુ ના દુભાય, એ માટે રાજકુમારે ગાદીએ બેસતી વખતે લેવાની પ્રતિજ્ઞાના શબ્દોમાં થોડો ફેરફાર કરવામાં આવ્યો, એટલામાં તો શ્રદ્ધાજડ પ્રોટેસ્ટંટ લોકોએ કેટલોય કોલાહલ મચાવી મૂક્યો!

આમ ખ્રિસ્તી ધર્મનું પતન થયું છે. જે ધર્મ ઈશ્વરને માને, ક્રાઇસ્ટને તેનો એકમાત્ર પુત્ર માને, ઈશ્વરની પેઠે તેનો જન્મ પણ જનક વિના થએલો માને, એવા સ્વભાવધર્મથી વિરુદ્ધ–શ્રદ્ધાજડતાના પાયા ઉપર રચાએલા ધર્મની બીજી કઇ ગતિ હોય!

જેમ જેમ ધાર્મિક સંપ્રદાયો વધ્યા, તેમ તેમ એ સંપ્રદાયોના અનુયાયીઓની મમતા વધી: "અમારો જ ધર્મ સત્ય, બીજાનો મિથ્યા છે. અમારા ધર્મગ્રંથમાં જે છે તે જ સર્વસત્ય છે, સર્વ સત્ય તેમાં જ છે. બીજા ધર્મગ્રંથોમાં જે છે તે સર્વસત્ય નથી, સર્વ સત્ય તેમાં નથી. તેમાં જે સત્ય છે તે તો અમારા ધર્મગ્રંથમાં છે જ, એટલે તે ગ્રંથો નિરર્થક છે. તે ગ્રંથોમાં જે અસત્ય છે તે તો અનર્થક જ છે. એટલે અમારો ધર્મગ્રંથ જ સત્ય ધર્મગ્રંથ છે, માટે ગ્રાહ્ય છે. બીજા સૌ ત્યાજ્ય છે." આમ કહી હિંદુઓએ પોતાના ધર્મગ્રંથને ન માનનારને નાસ્તિક કહ્યા ને તેમનો બહિષ્કાર કર્યો: स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिंदकः। मनु २ : ११ ॥

મુસલમાનોએ કાફિર કહ્યા. ખ્રિસ્તીઓએ Infidel (વિશ્વાસહીન, વિધર્મી) કહ્યા. તેમાંના અનેક તો આખા જગતને પોતાના ધર્મમાં લાવવાના મનોરથ સેવવા લાગ્યા—ક્વચિત્ તો ઉપદેશથી. ક્વચિત્ તો બળાત્કારથી પણ એ મનોરથ પૂરા પાડવા પ્રયત્ન કરવા લાગ્યા. આને પરિણામે ધર્મને નામે અધર્મવિગ્રહો મંડાયા, સામાના ધર્મ ઉપર પ્રહાર થવા લાગ્યા. વિચારભેદ ને મતભેદ સહન કરવાની શક્તિ ઘટતી ચાલી.

બધા ધર્મોના સ્થાપક પયગમ્બરો છે, તેથી તે ધર્મોના અનુયાયીઓ પોતાના પયગમ્બરને જ પ્રમાણપુરુષ માને છે. માત્ર હિંદુ ધર્મ તેમાં અપવાદરૂપ છે. તે કોઈ એક પુરુષને પ્રમાણ નથી માનતો. તે ધર્મનો ઇતિહાસ તપાસશો તો જણાશે કે તે વેદથી ને આજ સુધી એ વિકાસ પામતો આવ્યો છે. અનેક ધર્મનાં અનેક તત્ત્વોને તેણે પોતાનાં કરી લીધાં છે. બુદ્ધ જેવા નાસ્તિકને વિષ્ણુના અવતારમાં ગણી લીધો છે અને બૌદ્ધ ધર્મને ઓગાળીને પોતાનામાં મેળવી લીધો છે. બુદ્ધ પહેલાંના અને શંકરાચાર્ય પછીના હિંદુધર્મનાં સ્વરૂપ સરખાવવાથી એ સમજાશે. હજીયે હિંદુ ધર્મ વિકાસક્રમે આગળ ચાલે જ છે, એની સાખ વૈષ્ણવ સંપ્રદાય, બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ વગેરે ધર્મસંસ્થાઓ પૂરે છે. આમ હિંદુધર્મ અપૌરુષેય હોવાથી તેની જીવનયોગ્યતા બીજા પૌરુષેય ધર્મો કરતાં વધારે બળવાન છે, અને માટે જ બીજા સૌ ધર્મ કરતાં એ ચિરંજીવ નીવડ્યો છે.

અસહિષ્ણુતાને કારણે હિંદુઓએ ધર્મયુદ્ધ બહુ નથી કર્યાં, છતાં છેક નથી કર્યાં એમ નથી. બૌદ્ધો ઉપર એમણે પણ અત્યાચાર કર્યાના પ્રસંગો મળી આવે છે. પણ સાથે એ પણ ખરું કે પોતાના ઉપર થએલા ધાર્મિક અત્યાચારો સામે પોતાનું રક્ષણ પણ એ નથી કરી શક્યા. એ તો દયાધર્મને કે અહિંસાધર્મને બહાને કાપુરુષ બની ઘરમાં બેસી

ગયા છે કે ધર્મરક્ષણને કે આત્મરક્ષણને માટે દેવની પ્રાર્થના કરવા મંદિરોમાં પેશી ગયા છે. એનું પરિણામ શું આવ્યું તે ઇતિહાસની આરસી જણાવે છે ને આજે આંખે જોઇએ છીએ. બેશક એમનામાં સાચો દયાધર્મ કે અહિંસાધર્મ હોત તો તો એમની છેક આવી દશા ના થઇ પડત. પોતાના સંપ્રદાયને છોડીને કોઇ બીજામાં જતો ન રહે, એટલા માટે વાડા બાંધી તેમાં ભરાઇ બેઠા ને આજ્ઞા કરી કે हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमन्दिरम्। "રસ્તે હાથી મારી નાખતો હોય તોય જૈનમંદિરમાં પેશી જવું નહિ."

પણ મુસલમાનોએ અને ખ્રિસ્તીઓએ પોતાનો ધર્મ પ્રસારવા પરસ્પર જે યુદ્ધો કર્યાં છે, તેથી તો અવધિ! કેટલાં સૈકાં સુધી ક્રુઝેડનાં યુદ્ધ ચાલ્યાં. એ યુદ્ધોમાં રાજાપ્રજા સૌ હોમાયાં. એક ક્રુઝેડમાં તો ખ્રિસ્તી બાળકોની સેના યુદ્ધ કરવા નીકળેલી!

વળી એ સંપ્રદાયોનાં અંદર અંદરમાં યુદ્ધ ઓછાં થયાં નથી. રોમન કેથોલિક ખ્રિસ્તીઓએ અને પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓએ પોતાના ધર્મપ્રચાર માટે એક બીજાનું લોહી રેડતાં પાછું વાળી જોયું નથી; ઇંગ્લૅણ્ડમાં પણ પ્રોટેસ્ટંટ રાજા આવતાં કેથોલિકોને અને કેથોલિક રાજા આવતાં પ્રોટેસ્ટંટોને ચિતા ઉપર ચઢાવીને જીવતા બાળ્યા છે!

તેવી જ રીતે શિયા અને સુન્ની મુસલમાનોએ પણ એક બીજાનું લોહી રેડવામાં બાકી નથી રાખ્યું. ઇરાનમાં અગિયારમા સૈકામાં હસન બીન સબ્બા નામના શિયા મુસલમાને તો સુન્નીઓનું નિકંદન કાઢવા ગુપ્ત મંડળ સ્થાપેલું. એ ગુપ્ત મંડળમાં જુવાન બાળકોને પાળવામાં આવતા. કુરાનમાંના વર્ણનને અનુસરીને હસને એક સ્વર્ગ બનાવ્યું. પાળેલા એક યુવકને હશીશ (ભાંગ) પાઇ તેને બેભાન કરી પોતાના મહેલમાંથી ઉપાડી પેલા સ્વર્ગમાં મોકલી દે. ત્યાં થોડા દિવસ રાખી

પાછો તેને હશીશથી બેભાન કરી પોતાના મહેલમાં મંગાવી લે. સ્વર્ગમાં બાગ, અત્તર ને પરીઓ વગેરે સુખસામગ્રીથી ખૂબ આનંદ કરેલો, એટલે પેલો યુવક પાછો એ સ્વર્ગમાં જવાને તલપાપડ બની જાય. હસન તેને આજ્ઞા કરે કે "જા, અમુક માણસનું ખૂન કરી આવ. આવીશ તો તને સ્વર્ગમાં મોકલીશ, પણ જો તું મરાશે તો ત્યાંથી સીધો જ સ્વર્ગે ચાલ્યો જશે." આથી એ શ્રદ્ધાજડ યુવક હસને બતાવેલા સુન્નીનું આબાદ ખૂન કરી આવે. હશીશ પીને ખૂન કરવા જાય, એટલે એને હશીશી કહેતા. મધ્યયુગમાં એ હશીશીઓએ એટલો ત્રાસ વર્તાવી મૂક્યો કે ગુપ્ત રીતે ખૂન કરનાર માટે અનેક યુરોપિયન ભાષાઓમાં હશીશી શબ્દ ઉપરથી અપભ્રંશ યોજાયા. અંગ્રેજીમાં એ જ ઉપરથી Assassin ( ગુપ્ત ખૂન કરનાર ) શબ્દ આવ્યો છે.

ધર્મયુદ્ધને માટે હસન બીન સબ્બાએ જ સ્વર્ગની લાલચ આપેલી એમ નથી, આજે અનેક મુસલમાનો પણ એમ જ માને છે. વળી ભગવદ્‌ગીતામાં કૃષ્ણ અર્જુનને પણ એ જ લાલચ આપીને કહે છે, કે

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ॥
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः २ : ३७

"જો તું હણાઈશ તો સ્વર્ગ મળશે. જો તું જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે. તેથી હે કૌન્તેય, લડવાનો નિશ્ચય કરીને ઊભો થા." ઈશ્વરનો અવતાર મનાતા કૃષ્ણ પણ જ્યારે આમ કરે છે, ત્યારે તો ખરે આશ્ચર્ય જ થાય છે!

બીજાં બધાં કારણે મધ્યયુગમાં યુદ્ધોથી જે માનવહત્યા થઈ છે, તે સૌ કરતાં એ ધર્મયુદ્ધોથી વધારે થઈ છે. ધર્મને નામે થએલાં એ અધર્મયુદ્ધોનો ઇતિહાસ ખરે જ માનવીના હત્યારુધિરથી ખરડાએલો છે!

બેશક આજે એ ધર્મયુદ્ધો બંધ થયાં દેખાય છે, પણ 'યુરોપ તો અમારું જ' એમ માની બેઠેલી ખ્રિસ્તી પ્રજાઓના મનમાં જઈ

એટલા તુર્કો તેમને કેટલા ખુંચે છે, યુરોપમાંથી તેમને ગરદન પકડી કાઢી મૂકવા એ બધી ખ્રિસ્તી પ્રજાઓ આકાશપાતાળ હજી યે કેમ એક કરે છે, એ ઇતિહાસના અભ્યાસીઓથી અજાણ્યું નથી.

અને એજ શ્રદ્ધાધર્મને કારણે મંદિરોનો નાશ પણ ઓછો નથી થયો. મહમદ ગઝનવીએ મંદિરોને અને તેમાંની મૂર્તિઓને તોડવા માટે તો હિંદુસ્તાન ઉપર બાર બાર વાર સવારીઓ કરેલી. સોમનાથ મંદિરનો જે નાશ એણે કર્યો છે, એની તો આજે પણ પ્રભાસપાટણના સમુદ્રજળથી છંટાતા એના અવશેષ સાખ પૂરે છે. અલાઉદ્દીને સિદ્ધપુરમાં રુદ્રમહાલયને અને ઔરંગઝેબે કાશીમાં વિશ્વેશ્વર મહાદેવના મંદિરને તોડી તેમને ફેરવી મસ્જિદ બનાવી દીધી, અને એ અધર્મકાર્યને ધર્મકાર્ય માન્યું. રોમના પૂર્વ રાજ્યને તોડી તુર્કોએ તેની રાજનગરી કૉન્સ્ટંટાઇન છતી લીધી અને ત્યાંના પ્રખ્યાત સેંટ સોફ્યા નામે ખ્રિસ્તી મંદિરની મસ્જિદ બનાવી દીધી, તે હજી સુધી ખ્રિસ્તીઓને સ્વાભાવિક રીતે ખૂંચ્યા કરે છે. ખ્રિસ્તીઓએ પણ એમજ કર્યું છે: પોંડિચેરીના એક ભવ્ય શિવમંદિરમાંથી શિવલિંગને ફેંકી દેઇ તે મંદિરને ફેરવી ખ્રિસ્તી દેવળ બનાવી દીધું છે. હિંદુઓએ તલવારને બળે આમ બહુ નહિ પણ કર્યું હોય, પણ બ્રાહ્મણધર્મે સતેજ થઇને બૌદ્ધ ધર્મને શિથિલ કરી નાખ્યો, ત્યારે સાધુઓને અભાવે ખાલી થઇ ગએલા તેમના અનેક વિહારને બ્રાહ્મણધર્મના અનુયાયીઓએ પોતાનાં મંદિર બનાવી દીધાં. બળાત્કારે પણ કેટલાક વિહારને અને બૌદ્ધ મંદિરોને પડાવી લેઇ હિંદુઓએ પોતાનાં મંદિર બનાવ્યાના આછાપાતળા પુરાવા છે. કાળભૈરવની મૂર્તિને શ્રીનાથજીની મૂર્તિ બનાવ્યાના પુરાવા હવે સબળ થતા જાય છે.

અને આ પ્રકારની દ્વેષબુદ્ધિ જેટલી ધર્મપ્રદેશમાં છે, એટલી બીજા કોઇ પ્રદેશમાં નથી. સુધરેલા ગણાતા અમેરિકામાં એક સંસ્થાએ એક

શિક્ષકને આ વિકાસક્રમ પોતાની શાળામાં શીખવતાં અટકાવ્યો હતો! એક ધર્મના અનુયાયીઓ બીજા ધર્મના અનુયાયીને પાગલ, મૂર્ખ માને છે. પરિણામે એવા લોકોએ આજે જગતસમસ્તને પાગલખાનું બનાવી મૂક્યું છે, મૂર્ખનું નરક બનાવી મૂક્યું છે!

આ બધા અધર્મ કલ્પી લીધેલા ઈશ્વરને અને તેની આજુબાજુ ગૂંથી કાઢેલા શ્રદ્ધાધર્મને નામે! શ્રદ્ધાધર્મની જડતામાંથી માનવજાતિએ છૂટવું જોઈશે, જો સમાજને સાચો ધર્મ આપવો હશે તો.

મનુષ્યને ક્લોરોફૉર્મ કે તેના કોઈ અંગને કોકેન વડે મૂર્છિત – જડ કરી મૂકીને વૈદ્ય તેના ઉપર શસ્ત્રક્રિયા બહુ સુખેથી કરી શકે, તે મનુષ્ય બિલકુલ વિરોધ ઉઠાવે નહિ, કેવળ જડશાન્ત રહે. માનવીને શ્રદ્ધાધર્મના નશાથી મૂર્ચ્છિત – જડ કરી મૂકીને ધર્મગુરુ પોતાને સુખેથી વશ રાખી શકે, તે માનવી બિલકુલ વિરોધ ઉઠાવે નહિ, કેવળ જડશાન્ત રહે. અને સાચેજ ધર્મગુરુએ આજે માનવીની અને આખા માનવસમાજની આ દશા કરી મૂકી છે. ક્લોરોફૉર્મ કે નશો ઊતરે ત્યારે માનવીને સાચું ભાન આવે, પણ ધર્મગુરુએ તો એવી વ્યવસ્થા કરી મૂકી છે કે માનવીનો શ્રદ્ધાનશો ભાગ્યેજ ઊતરે!

પણ ઊતરે તો? એને સાચું ભાન આવે તો? ફુવારા ઉપર તમે હથેળીનો દાબ દો તો તેમાંનું પાણી બંધ રહે, પણ હથેળી ઉઠાવી લો કે એ પાણી બેવડા જોરથી ઊછળે. અને તમે હથેળી તે ક્યાં સુધી ત્યાં રાખી મૂકવાના? પિતા પુત્રની સ્વતંત્ર બુદ્ધિ અને આચાર ઉપર અંકુશ મૂકે, તો પુત્ર વખતે દાબમાં રહે; પણ પિતા મરતાં એ પુત્ર બેવડા જોરથી નિરંકુશ થઈ ઊછળે. અને પિતા તે ક્યાં સુધી જીવી શકવાનો? અને પિતા જીવતાં ડાહ્યાડમરા દેખાતા અનેક પુત્ર પિતા મરતાં નિરંકુશ અને સ્વચ્છંદ બનતા આપણે નથી જોયા શું?

અને શ્રદ્ધાધર્મનો નશો ઊતરતાં, માનવીને સાચું જ્ઞાન આવતાં તેની પણ એ જ દશા થાય. એક નાનું જ ઉદાહરણ: જળસ્નાનથી દેહ સ્વચ્છ થાય છે, આત્મા શાન્ત બને છે. માટે માણસે રોજ સ્નાન કરવાનો નિયમ રાખવો જ જોઈએ. મંદવાડમાં કે એવે પ્રસંગે સ્નાન ન કરવાનો અપવાદ પણ રાખવો જોઈએ. બુદ્ધિવાન તો સમજીને એ નિયમ તથા અપવાદ પાળે જ. પણ શિથિલબુદ્ધિ મનુષ્ય એમાં શિથિલ રહે કે ન પાળે, તો એને પાળવા તરફ બુદ્ધિ કરાવવી એ જ યોગ્ય માર્ગ છે, યોગ્ય ધર્મ છે. પણ એમ ન કરતાં શ્રદ્ધાધર્મ તો સરળ માર્ગ લે છે ને એને કહે છે: "સ્નાનથી પવિત્ર થવાય છે, અપવિત્ર દેહે ભોજન લેવું એ પાપ છે, માટે ભોજન પહેલાં સ્નાન કરવું એ ધર્મ છે." શ્રદ્ધાજડતાથી માણસ એ નિયમ વગર સમજ્યે પાળતો થાય, મંદવાડને દિવસે અપવાદ પણ ન પાળે ને સ્નાન કરીને મરે નહિ તો વધારે માંદો થાય. બુદ્ધિને બળે એની એ શ્રદ્ધા ઊડી જાય તો એ નિરંકુશ ને સ્વચ્છન્દ થાય, દશ દહાડેય સ્નાન ન કરે! મરતા સુધી યે એની શ્રદ્ધા ટળે નહિ, તો સ્નાન ખાતર, ધર્મ ખાતર જ સ્નાન કરતો રહે, એક લોટા પાણીથી શરીરને લીંપી કાઢે. અને આજે ભોજન કરવા જતા ને લોટે પાણીએ ઊભા ઊભા સ્નાન કરતા બ્રાહ્મણને કોણે નથી જોયા?

અને આમ તો અનેક પ્રકારે શ્રદ્ધાધર્મે સમાજમાં જડતા, ભ્રમ અને વહેમનાં બીજ નાખ્યાં છે. લક્ષ્મી પ્રાપ્ત કરવાના યોગ્ય નિયમ પળાય, તો સલામો કરતી એ ઘરમાં આવે. પણ વેપારી ધનતેરસને દિવસે ધનની પૂજા કરે છે ને દિવાળીને દિવસે ચોપડામાં નાગરવેલનું પાન મૂકી, તેમાં ચાંલ્લા કરી તેની પૂજા કરે છે! ખેડૂત પહેલે વરસાદે બળદને ને હળને ચાંલ્લો કરી ખેતી કરવા નીકળે છે! બાળક માંદું થતાં માતા દેવદેવીની માનતા માને છે કે બાધાઆખડી રાખે છે! શનિવારે હજામત કરાવવાથી પુત્ર ન

છઠ્ઠે એમ માનીને અનેક પિતા તે દિવસે હજામત કરાવતા નથી કંઇ શુભક્રિયા કરતાં અનેક લોક જોષી પાસે મુહૂર્ત જોવરાવે છે ને શુભ શકુન જોઇ તે ક્રિયા આરંભે છે! ઋદ્ધિસિદ્ધિના યોગ્ય ઉપાય ના લેતાં આવા પ્રયત્નોથી સફળતા મળશે એમ માનવું એ વહેમજ છે. એમ કરતાં કાગના બેસવાની સાથે તાડના પડવાની પેઠે ધાર્યું સફળ થાય તો એ શ્રદ્ધાભ્રમ–વહેમ સજ્જડ વળગે, ન થાય તો નસીબનો દોષ નીકળે. અને આ નસીબ પણ વળી વહેમજ છે. કેટલાક માને છે કે એવા વહેમથી પણ માણસોને આશ્વાસન મળે છે, માટે એટલે અંશે ઉપયોગી છે. પણ ધાર્યું નથી થતું ત્યારે બેવડી નિરાશા થાય છે, એમ જાણ્યા છતાંયે એ જોતા નથી. ખરે! બુદ્ધિજ્ઞાનમાંજ કલ્યાણ છે, શ્રદ્ધાજડતામાં કદાપિ નહિ.

પણ અભણનેજ વહેમ વળગ્યા છે એમ નથી, ભણેલાને પણ વળગ્યા છે. પંદરેક વર્ષ ઉપર એક સંધ્યાએ એક સ્કૉચ સૉલીસીટર, એક અંગ્રેજ બૅરિસ્ટર અને હું વાતો કરતા બેઠા હતા. તે દિવસોમાં હું બીડી પીતો હતો. સોલીસીટરે બીડીની ડબી ને દિવાસળીની પેટી કાઢી ટેબલ ઉપર મૂકી. અમે ત્રણેએ બીડી લીધી, મેં સાથે દિવાસળીની પેટી પણ લીધી. અંદર એકજ દિવાસળી હતી. મેં મારી બીડી સળગાવી દિવાસળી સોલીસીટરને આપી. લેતાં લેતાંમાં હોલવાઇ ગઇ, એટલે એણે મારી બીડીથી પોતાની સળગાવી. પછી બૅરિસ્ટરે પોતાની સળગાવવા મારી બીડીને અડાડી. સૉલીસીટર બૂમ મારી ઊઠ્યો: "ના ના ના!" ચમકીને અમે તેને પૂછ્યું કે "છે શું?" તેણે ફાટી આંખે ઉત્તર આપ્યો કે "આપણે સામસામી ત્રણ બીડી સળગાવીએ તો એક અઠવાડિયામાંજ આપણા ત્રણમાંથી એક જરૂર મરે!" સ્કૉટલૅન્ડના અભણ લોકને તો શું, સોલીસીટરને પણ આ વાતમાં શંકા નથી. અંગ્રેજ બૅરિસ્ટરે કહ્યું કે "એ તો વહેમ, ઇંગ્લૅન્ડમાં એવું કોઇ ના માને." ત્યારે ત્યાં વળી કંઇ બીજાજ પ્રકારના વહેમ હશે.

સૌને પોતપોતાના વહેમ હોય છે. સંસ્કારો પ્રમાણે દેશકાળના વહેમનો પણ વિકાસ જુદી જુદી દિશામાં થાય છે. અનેક ભણેલા પણ ભૂત માને છે, એટલું જ નહિ તેમના ફોટા પાડવાનો પણ દાવો કરે છે!

ભણેલાના આ તો પ્રાકૃત વહેમ, પણ સંસ્કૃત વહેમ નથી હોતા એમ નથી. અંગ્રેજ માને છે કે આજની વિદ્યાએ આપેલી સંસ્કૃતિ સર્વોત્કૃષ્ટ છે; હિંદીઓને સંસ્કૃતિ જેવું છે જ નહિ, છે તો જંગલીઓના જેવી છે. આ વહેમથી અંગ્રેજ પોતાની સંસ્કૃતિ કોઈ પણ રીતે હિંદીઓને માથે ઓઢાડવાના પ્રયત્ન કરે છે. જગતનું કલ્યાણ કરી નાખવાની ઉત્કંઠાવાળા લોક પોતાના કલ્પનાસ્વર્ગમાં જગતને ખેંચી જવાના પ્રયત્ન કરે છે અને વળી માને છે કે અમારા પુરુષાર્થમાં અમે સફળ થવાના જ. એમને ખબર નથી સૌનું સ્વર્ગ એક જ પ્રકારનું ન હોય શકે અને પ્રકૃતિનાં અનંત બળ સામે ભલભલાના પુરુષાર્થ નિરર્થક નીવડે. કેટલાકને એવો જ વહેમ ભરાઈ ગયો છે કે પ્રજાતંત્ર અથવા રાજતંત્ર જ પ્રજાનું કલ્યાણ કરી નાખશે. એમને ખબર નથી કે એ તો હજી યે પ્રયોગો જ છે, સત્ય તો હજી બહુ દૂર છે. તંત્રી પવિત્ર હશે તો જ તંત્ર કલ્યાણજનક હશે. કેટલાક એમ માને છે કે તલવારને બળે જગતને વશ કરી શકાશે, પણ આજે પ્રેમના અને અહિંસાના પ્રયોગો બોલવા લાગ્યા છે કે એ તો વહેમ જ છે.

એટલું જ નહિ, ખુદ વિજ્ઞાનશાસ્ત્રના પણ અનેકને વહેમ વળગેલા હોય છે. ગઈ કાલનો જ્યોતિષી માનતો કે પૃથ્વીની આસપાસ સૂર્ય અને સૌ ગ્રહનક્ષત્ર પ્રદક્ષિણા કરે છે, અને હિંદુ જ્યોતિઃશાસ્ત્ર તો હજી યે એમ માને છે. આધુનિક જ્યોતિઃશાસ્ત્ર કહે છે કે એ તો વહેમ છે, બાકી સાચી વાત તો એ કે સૂર્યની આસપાસ પૃથ્વી અને સૌ ગ્રહ ફરે છે. અને તોપણ બંને જ્યોતિઃશાસ્ત્રથી ફળ તો એક જ પ્રકારનું નીકળે છે: બંનેની ગણતરીથી ગ્રહણ એક જ સમયે આવે છે. આવતી કાલે કોઈ જ્યોતિષી એવો પાકશે ને સૂર્યને પાછો

પૃથ્વીની પ્રદક્ષિણા કરાવશે તો? અથવા કંઇક ત્રીજું જ કરાવશે તો? વૈદ્યકશાસ્ત્ર રોગ ઉપર પોતાનાં કેટલાં ય ઔષધને રામબાણ કે બ્રહ્માસ્ત્ર માને છે. પણ નવી નીકળેલી કેટલી યે રસીઓ શરીરને હાનિ કરે છે એમ પોકાર ઊઠ્યો છે. હિંદુ વૈદ્યક અનેક રોગ ઉપર ઉપવાસને રામબાણ ઔષધ માને છે; યુરોપિયન દાક્તરો અને એમની નિશાળના હિંદી નિશાળીઆ આને વહેમ જ કહે છે, ઉપવાસને ભૂખમરો જ કહે છે! ત્યારે વળી અમેરિકન દાક્તર મેકફેડન કહે છે કે "ઉપવાસને ઔષધ ન માનતાં વહેમ કહેવો એ જ વહેમ છે, બાકી સાચી વાત તો એમ છે કે પેટમાં ઔષધ નાખવાથી જ રોગ વધે છે." અને એમ માનીને એણે પોતે ઉપવાસથી અને સ્વાભાવિક રીતોથી રોગ મટાડવા માટે આરોગ્યમંદિરો કાઢ્યાં છે. જંતુશાસ્ત્રનો આજે એટલો ચેપ લાગ્યો છે કે ક્ષયના તો ક્ષયના, પણ પ્રેમનાય જંતુ હવે તો લોકોને વળગે છે!

એટલે વાત એમ છે કે માનવીને કોઇ પણ પ્રકારે જે અમુક જ્ઞાન મળે એ જ્ઞાનને બ્રહ્મવાક્યની પેઠે સત્ય માની લે, એમાં ફેરફાર કરવાનો પ્રસંગ આવ્યે પણ તેમ ન કરતાં જડભાવે તેને વળગી રહે તો એ ભ્રમમાં પડ્યો છે, એને વહેમ વળગ્યો છે એમ માનીએ. અને બુદ્ધિને ખુલ્લો માર્ગ ન આપતાં, વિવેકમાર્ગે જવા ન દેતાં, શ્રદ્ધાજડતાની લગામે પકડી રાખવાથી જગતમાં અનેક લોકને આજે વહેમનો વળગાડ વળગ્યો છે.

તમે કહેશો કે 'પરિમિત બુદ્ધિથી આખું સત્ય સમજી શકાય નહિ, માટે અમુક શ્રદ્ધા તો રાખવી જ પડશે.' બેશક બુદ્ધિથી પર અનેક વિષયો છે, પણ આપણને આપણી પરિમિત બુદ્ધિથી સમજી શકાય એટલું સમજી લેવું, તેમાં પણ ફેરફાર કરવાના પ્રસંગ આવ્યે ફેરફાર કરવા, બુદ્ધિથી જે વસ્તુની ગમ ન પડે તેને અગમ્ય માનવી, જ્યાં સુધી તે ગમ્ય ન બને ત્યાં સુધી. આ જ આપણો વિવેકધર્મ.

પણ જેને વિષે ગમ ન પડે તેને વિષે શ્રદ્ધાથી ગમે તેમ માની બેસવું એ માનવીનો ધર્મ ન હોય. વિશાળ ઘરના જેટલા ખંડ આપણે માટે ઉઘડ્યા હોય તેમાં હરવું ફરવું, તે વાપરવા, જરૂર પડતાં તેનું સાચું વર્ણન આપવું; પણ જે ખંડ ઉપર તાળાં દેવાયાં હોય, તેમાં શું છે તે આપણે જાણતા ના હોઇએ, જેના ઉપર આપણો અધિકાર ના હોય, છતાં તેમાં ભૂત છે કે પરીઓની રાણી છે એમ કહેવાનો આપણો અધિકાર છે એમ શ્રદ્ધાથી માની લેવું એ અધર્મ છે. શ્રદ્ધાધર્મ ત્યારે આમ અધર્મ છે. ત્યારે આ નવજુગમાં એ શ્રદ્ધાધર્મ તોડ્યે જ છૂટકો છે. નવયુવકોના અંતરમાંથી શ્રદ્ધાધર્મના ભ્રમ–વહેમ અને જડતા કાઢ્યે જ છૂટકો. નવજુગના નવયુવકોએ સાચો સમાજધર્મ શોધવાને માટે બુદ્ધિસરણી ઉપર મડાગાંઠે ગંઠાએલી ગુલામી બેડી–શ્રદ્ધાબેડી તોડવી જ જોઇશે, બુદ્ધિપ્રદેશમાં સ્વતંત્રતા આણવી જ જોઇશે. જ્યાં સુધી આ શ્રદ્ધા વિરુદ્ધ નવયુવકો બંડ નહિ ઉઠાવે ત્યાં સુધી ધર્મમાં, સમાજમાં, રાજ્યમાં કે કોઇ પણ પ્રદેશમાં ઉઠાવેલાં બંડ નિષ્ફળ જશે. શ્રદ્ધાધર્મનાં જાળ જડમૂળમાંથી તોડવાં જોઇશે ને એટલા માટે ઠેઠ એના મૂળ સુધી ઊતરવું જોઇશે. ઠેઠ ઈશ્વર અને તેની યે પહેલાંના ભ્રમ સુધી ઊતરવું જોઇશે. એ બધું તળિયા ઝાટક સાફ કરવું જોઇશે. એ શ્રદ્ધાધર્મના વાડા જડમૂળથી ઉખેડી નાખવા જોઇશે. થિયોસોફિસ્ટોએ બનાવી દીધેલા જગદ્‌ગુરુ કૃષ્ણમૂર્તિએ પોતાનો વાડો તોડી નાખીને યુવકોને સુંદર દૃષ્ટાન્ત આપ્યું છે. બધા શ્રદ્ધાદેવોનો સંહાર કરવો જોઇશે; મંદિરોમાંની મૂર્તિઓને સ્થાને વિદ્યાગુરુનાં આસન પાથરવાં જોઇશે. શ્રદ્ધાદેવોના ભુવાને–એ ધર્મગુરુઓને વિદ્યા ભણવા નિશાળે બેસાડવા જોઇશે ને તે તેમને ન પાલવે, બીજું કશું ન નડે, તો મજૂરીએ વળગાડી દેવા જોઇશે. ધર્મને નિર્મળ કરી દેવાને એમાંનો બધો મેલ ધોઈ નાખવો જોઇશે, શ્રદ્ધાની બધી જડતા ધોઇ નાખવી જોઇશે.

પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારવું હશે તો આકાશના સ્વર્ગનો – શ્રદ્ધાસ્વર્ગનો નાશ જ કરવો જોઇશે. પરિમિત બુદ્ધિવિવેકે પૃથ્વી ઉપર રચેલું સમાજ-સ્વર્ગ બેશક પરિમિત હશે, પણ તે જ સાચું હશે, કલ્યાણજનક હશે. સ્વર્ગને માટે આ જ એકમાત્ર સીડી છે. આજના ગંદા સમાજનરકમાંથી નીકળવાનો આ જ એકમાત્ર માર્ગ છે. જડશ્રદ્ધાનો નાશ કરીને બુદ્ધિવિવેકની સ્થાપના કરવી એ જ એક માત્ર માર્ગ છે. અને બુદ્ધભગવાને પણ આમ નથી કહ્યું? "હે લોકો, હું જે કંઇ કહું તે પરંપરાગત છે એમ જાણી ખરું માનશો નહિ. તમારી પૂર્વપરંપરાને અનુસરીને છે એમ જાણીને પણ ખરું માનશો નહિ. આવું હશે એમ ધારી ખરું માનશો નહિ. તર્કસિદ્ધ છે એમ જાણી ખરું માનશો નહિ. લૌકિક ન્યાય છે એમ જાણી ખરું માનશો નહિ. સુંદર લાગે છે માટે ખરું માનશો નહિ. તમારી શ્રદ્ધાને પોષનારું છે એવું જાણી ખરું માનશો નહિ. હું પ્રસિદ્ધ સાધુ છું, પૂજ્ય છું એવું જાણી ખરું માનશો નહિ. પણ તમારી પોતાની વિવેકબુદ્ધિથી મારો ઉપદેશ ખરો લાગે તો જ તમે તેનો સ્વીકાર કરજો." (બુદ્ધ અને મહાવીર પૃષ્ઠ ૨૮.)

ત્યારે યુવક, આ બધું મારું કહ્યું તને તારી વિવેકબુદ્ધિથી સાચું લાગતું હોય, તો उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत – "ઊઠ, જાગ્રત થા, વરવસ્તુને જાણી લે, પ્રાપ્ત કરી લે." એ માટે સ્વતંત્રભાવે, પ્રચંડ અને ભયંકર લાગે તોય સ્વતંત્રભાવે વિચારતો થઇ જા. છેલ્લા મોગલ સમ્રાટો છેવટે દિલ્લીને પણ મડાગાંઠ પાડીને વળગી બેઠા હતા, તેમ ધર્મપ્રદેશમાં છેવટે હવે આ ઇશ્વરધર્મને મડાગાંઠ પાડીને વળગી રહેલા ધર્મગુરુના હાથમાંથી એ પ્રદેશને પડાવી લે, એને વિવેકબુદ્ધિથી ઝાડીઝાપટીને સ્વચ્છ કરી દે. એથી શ્રદ્ધાચાર્યો તારી સામે આંખ લાલચોળ કરશે; પણ તારે તો હવે બીજો માર્ગ નથી, એ વિના બીજો માર્ગ નથી, કલ્યાણ માટે બીજો માર્ગ નથી જ નથી.

## અધ્યાય ૧૨

## બુદ્ધિધર્મ અને વિવેક

અત્યાર સુધીમાં આપણે મન્થન કર્યું, તેનું હવે નવનીત તારવી લેઈએ :

આ શોાં વિશ્વનું મૂળ તત્ત્વ છે. વેદાન્તીઓ એને બ્રહ્મ કહે છે. એના બે ગુણ છે: પ્રકૃતિ અને પુરુષ. તત્ત્વ અથવા બ્રહ્મ (નાન્યતર જાતિ) = પ્રકૃતિ (નારી) + પુરુષ (નર). તત્ત્વમાંથી વિકાસ પામેલું તે આ વિશ્વ. તત્ત્વ સ્વયંભૂ અને સ્વભાવસિદ્ધ છે, તેથી વિશ્વ પણ સ્વયંભૂ અને સ્વભાવસિદ્ધ છે. તત્ત્વ સનાતન છે, તેથી વિશ્વ પણ ગુણે સનાતન છે; રૂપે નહિ, પણ રૂપાન્તરે સનાતન છે. વળી તત્ત્વ અનેક રીતે અનિર્વચનીય છે.

એ સનાતન તત્ત્વ વિકાસ પામીને વનસ્પતિ, પ્રાણી ને માનવનું રૂપ ધારણ કરે છે. તત્ત્વની પ્રકૃતિ વિકાસ પામ્યે વનસ્પતિ, પ્રાણી ને માણસના દેહ બંધાયા; તેનો પુરુષ વિકાસ પામ્યે તેમના આત્મા બંધાયા. પ્રકૃતિથી પુરુષ જુદો પડી શકે નહિ, દેહથી આત્મા જુદો પડી શકે નહિ. માનવી મૂર્છા પામે ત્યારે દેહમાંથી આત્મા ચાલ્યો

જાય નહિ, માત્ર સુષુપ્ત થાય. એકજ દેહનો આત્મા ઘડીમાં પોતાને હરિલાલ માને, ઘડીમાં હીરાલાલ માને (પૃષ્ઠ ૭૬), અથવા કોઇ સ્ત્રીને ભૂત આવે (પૃષ્ઠ ૭૭). તે ઉપરથી એમ માનવાનું નથી કે એકજ દેહમાં બે આત્મા વારાફરતી આવે છે; એ તો એ માનવીને મસ્તિષ્કવિકારને લીધે થતી ભ્રમણા છે. કૃષ્ણ પોતાને ઇશ્વર માને કે ક્રાઇસ્ટ પોતાને ઇશ્વરનો એકમાત્ર પુત્ર માને, ત્યારે પણ જાણવું જે એ તો તે માનવીઓના મસ્તિષ્કવિકારની ભ્રમણા છે. કાચબાનું માથું તેના ધડથી કાપીને જુદું કરી નાખો તો ય એ બંને ભાગ ૨૪ કલાક સુધી જીવી શકે છે (પૃ. ૪૬). એ ઉપરથી એમ માનવાનું નથી કે એક આત્માના બે ભાગ થઇ ગયા. એ બે અંગમાં જ્યાં સુધી જીવનશક્તિ હોય ત્યાં સુધી બન્ને જીવે, પછી મરે. ગરોળીની પૂંછડી કપાયે પૂંછડીની જીવનશક્તિ થોડા જ સમયમાં ખૂટી ગયે તેટલો વખત જીવી મરે છે, બાકીનું ધડ લાંબો વખત જીવે છે; છતાં યે પૂંછડી કપાયે એટલે અંશે એ અપંગ તો થાય છે જ અને એટલે અંશે એની સમસ્ત જીવનશક્તિમાં પણ ઊણપ તો આવે છે જ. આ સર્વ ઉપરથી જણાશે કે પુનર્જન્મ લેનાર કોઇ વિશિષ્ટ અમર આત્મા નથી, પણ દેહની સાથે રૂપાન્તર પામનાર જીવનશક્તિને આપણે એવો આત્મા માની બેઠા છીએ.

તત્ત્વમાંથી વિકસેલું મહાયંત્ર તે આ વિશ્વ. એ યંત્ર અબાધિત, સ્વાભાવિક અને નિર્વિકાર નિયમે ચાલે છે. પત્થર, વનસ્પતિ, પ્રાણી અને માનવી વગેરે એ મહાયંત્રમાં પોતપોતાને યોગ્ય સ્થાને ગોઠવાઇ રહેલાં ચક્ર છે અને નિયમ પ્રમાણે ફરી રહ્યાં છે, પોતાની ઇચ્છાએ નહિ પણ સ્વાભાવિક નિયમે ફરી રહ્યાં છે. એક છેડે એક ચક્ર જે ફેરો ફરે તેની અસર આખા યંત્રમાં પણ થયા વિના રહે નહિ. એ યંત્રને કંઇક અંશે ઘડીઆળ સાથે સરખાવાય.

પણ છતાંયે આ વિશ્વયંત્ર ઘડીઆળથી અનેક અંશે જુદું છે. ઘડીઆળને ઘડી આપવા એનાથી જુદા કોઈ પ્રાણીની – માનવીની – જરૂર પડે છે. એ બીજા ઘડીઆળને જન્મ આપતું નથી, વળી એ વિકાસ પામીને જુદા પ્રકારનું યંત્ર બનતું નથી. આ વિશ્વયંત્ર તો પળે પળે વિકાસ પામ્યે જાય છે. સંસાર (સૃ) સર્યે જ જાય છે. જગત્ (ગમ્) ગયે જ જાય છે. અને છતાંયે સુઘટિત યંત્ર તો રહે છે જ. વડના ટેટામાંના એક બીજમાં વડનું આખું અણુવિકસ્યું વૃક્ષ છે, તત્ત્વમાં સમસ્ત વિશ્વનું અણુવિકસ્યું યંત્ર છે. વડના બીજમાંથી દર પળે વૃક્ષ ફુટતું જ રહે છે વિકાસ પામતું જ રહે છે; તત્ત્વમાંથી દર પળે વિશ્વયંત્ર વિકાસ પામતું જ રહે છે. એટલે વિશ્વને યંત્ર કરતાં વૃક્ષની ઉપમા વધારે સારી રીતે ઘટે.

વિશ્વવૃક્ષ તત્ત્વને સ્વાભાવિક નિયમે જ વિકાસ પામતું રહે છે. વિશ્વ સર્જન નથી, રચના નથી; માત્ર ઘટના છે, વિકાસ છે. માટે એનો સર્જનાર કોઈ ઈશ્વર પણ નથી. આમ વિશ્વ રચવામાં જ નહિ, પણ વિશ્વનું કોઈ પણ કાર્ય કરવામાં પણ ઈશ્વરની જરૂર નથી. ઈશ્વર છે માટે લોક તેને માન્યો છે એમ નથી, પણ વિશ્વ સર્જવામાં અને તેને નિયમિત ચલાવવામાં તેની જરૂર છે એમ માનીને તેને કલ્પી કાઢ્યો છે, અને એમ એક વાર તેનું અસ્તિત્વ માની લેઈને તેને સાબિત કરવા દલીલો કરવામાં આવે છે. ખરી રીતે તો ખુલ્લે દિલે દલીલો કર્યાં પછી જે ફલિત થાય, સિદ્ધ થાય તે જ માનવું જોઈએ. આપણે દલીલોથી જોયું કે ઈશ્વરની જરૂર છે જ નહિ અને ત્યારે તો ઈશ્વરનું અસ્તિત્વ પણ છે જ નહિ. માનવીએ પોતાની અજ્ઞાનકલ્પનાએ જન્માવેલો, જુગજુગ સુધી પાળીપોષીને મોટો કરેલો એ ઈશ્વર આજે વૃદ્ધ થઈને મરે છે, તેમાં કશોય હરખશોક – ના, કશોય શોક નથી; હરખ ના છે જ – તેના પ્રેતભોજન

અને શ્રાદ્ધભોજન માટે નહિ, કારણકે એવાં ભોજન તો હવે નવયુવક નથી જમતો, પણ એટલા જ માટે કે એ વૃદ્ધની ગુલામગીરીમાંથી આજ યુવકસમાજ છૂટે છે, જુગજુગની ગુલામગીરીમાંથી સ્વતંત્રતા પામે છે.

વિશ્વ વિકાસ પામતું મહાવૃક્ષ છે; એ સારુંય નથી, ખોટુંય નથી; એ સુધરતુંય નથી, બગડતુંય નથી; સંસાર તો માત્ર સર્યા કરે છે. જગત તો માત્ર ગયાજ કરે છે. આપણને જ્યારે અનુકૂળ લાગે ત્યારે તેને સારું માનીએ, સુધરતું જતું માનીએ; જ્યારે પ્રતિકૂળ લાગે ત્યારે તેને બૂરું માનીએ, બગડતું જતું માનીએ. મહુડાંના વિકાસથી દારૂ બને તે કોઇને સારો લાગે, કોઇને બૂરો લાગે. જગતના સારા બૂરાનું મૂલ્ય આપણે પોતે આંકીએ છીએ. એ મૂલ્ય આંકવાનું માપ આપણા પોતાના મનમાં છે, આપણને ગમે તે રીતે આંકીએ છીએ; બીજાનું આંકેલું મૂલ્ય આપણે કબૂલવું હોય તો કબૂલીએ છીએ, નહિ તો નહિ. એટલે જગતનું મૂલ્ય આંકવામાં આપણી દૃષ્ટિએ આપણે સૌથી મોટા છીએ. માનસિક સૃષ્ટિ માનવીએ સર્જેલી છે.

જગત તો બાકી સ્વાભાવિક નિયમે વિકાસ પામતું જ જાય છે. તે સુંદર પણ નથી, વિરુપ પણ નથી. રોજ જંગલમાં રહેનાર વનવાસી નગરમાં આવી વિસ્મય પામે, 'શું સુંદર' કહી હવેલીઓ ને ફુવારા અકિત દૃષ્ટિએ જોઈ રહે. નગરવાસી વનમાં જઈ વિસ્મય પામે, 'શું સુંદર' કહી ત્યાંની વનલીલા ખચિત દૃષ્ટિએ જોઈ રહે. તરસ્યો પાણી પીને આનંદ પામે, રસાયણશાસ્ત્રી પાણીનું પૃથક્કરણ વિચારી તેને $H_2O$ માની આનંદ આપે. નવીનતામાં પણ કોઈ કોઇ વાર સુંદરતા લાગે છે. સુંદરતાની ભાવના પણ માનવીના મન ઉપર આધાર હોય છે. સૌ સૌના રસ જુદા છે. સૌ પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે પોતાની સૃષ્ટિ સર્જી કાઢે છે.

मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः "મન એ જ મનુષ્યના બંધમોક્ષનું

દુઃખસુખનું કારણ છે." અને એજ રીતે જગતમાં સુખદુઃખ પણ નથી. સુખદુઃખ કંઈ બહારની કોઈ સામગ્રીમાં નથી, એ તો માત્ર મનની લાગણીમાંજ છે. જે વસ્તુથી એકને સુખની લાગણી થાય તેજ વસ્તુથી બીજાને દુઃખની લાગણી થાય. જેલ જવામાં એક જણ સુખ માને, બીજાું દુઃખ માને. સુખદુઃખ તો મનનું માન્યું છે. અમુક વસ્તુ સુખકર છે અને તે આપણને મળે છે, માટે સુખ થાય છે એમ નથી; પણ આપણી ઇચ્છેલી વસ્તુ ગમે તો સુખકર હોય કે દુઃખકર હોય તો પણ તે મળે છે માટે સુખ થાય છે. એટલે ઇષ્ટ વસ્તુ મળે કે અનિષ્ટ વસ્તુ ન મળે તો સુખ થાય, ઇષ્ટ વસ્તુ ન મળે કે અનિષ્ટ વસ્તુ મળે તો દુઃખ થાય; ઇષ્ટ વસ્તુ મળ્યા પછી ને તેના ઉપરનો મોહ ઊતરી ગયા પછી તે સુખ નથી આપતી, દુઃખ પણ આપે છે. તટસ્થ—અનાસક્ત વૃત્તિ રાખીએ તો કંઈ ન થાય. આમ ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુના સંયોગને કે વિયોગને અનાસક્ત વૃત્તિથી આનંદરૂપ અને કલ્યાણજનક બનાવી લેવો એ આપણા હાથમાં છે; અને ભક્ત કવિએ ઠીક કહ્યું છે, કે "સુખદુઃખ મનમાં ના આણીએ, ઘટ સાથે રે ઘડીઆં; ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડીઆં." અને જ્યારે તત્ત્વના સ્વાભાવિક નિયમે એ નિર્માએલાં જ છે, જડાએલાં જ છે, ત્યારે તો હાય હાય કરી મરવા કરતાં તેને ઝીલીને કલ્યાણરૂપ અને આનંદરૂપ બનાવી લેવામાં જ સાચી જીવનકળા છે.

બીજી પણ એક વાત: 'પારકે ભાણે મોટો લાડુ' દેખાય. પોતાને દુઃખી માનવાને ટેવાઈ ગએલું મન બીજા સૌને સુખી સ્થિતિમાં દેખે. અનેક ભયચિંતાને લીધે કંટાળેલો ને કાંટાળી પથારીમાં પડેલો રાજા આનંદથી બોજો ઉપાડતા મજૂરને સુખી માને, હાડકાં-તોડ મજૂરી કર્યાથી કંટાળી ગએલો મજૂર રેશમી તળાઈમાં સૂતેલા રાજાને સુખી માને. એકબીજાના મનમાં કોણ પેશી ન[illegible] [illegible] સૌ માનવીના મનની સાચી સ્થિતિ તપાસીએ તો

બધાંના સુખદુઃખમાં કંઇ ઝાઝો ફેર હોતો નથી. રોગ વહેંચી લેવાની કથા તો પ્રખ્યાત છે: "એક વખત ગામમાં કોઇ સમર્થ વૈદ્યરાજ આવ્યા. તેમણે આખા ગામના લોકને કહ્યું કે જેને પોતાનો રોગ બહુ દુઃખભર્યો લાગતો હોય તે તેને અમુક સ્થાને મૂકી આવે, પણ શરત એટલી કે તેને બદલે પોતાને ગમે તે એક રોગ તો એણે લેઇ જ આવવો. આખા ગામને લોકે પોતાનો રોગ બદલ્યો ને ક્ષણવાર સૌ સુખી દેખાયાં. પણ બીજી જ પળે પાછાં હતાં તેથી વધારે દુઃખી દેખાયાં, સૌએ પોતાનો નવો રોગ પાછો મૂકી આવવાની અને બદલે જૂનો રોગ લેઇ આવવાની વૈદ્યરાજ પાસે રજા માગી. વૈદ્યરાજે રજા આપી, સાથે તેમને શિખામણ પણ આપી કે 'એમ સુખી થવાની ભ્રમણા છોડો, જે સ્થિતિમાં આપણે મુકાયા છીએ, તે સ્થિતિમાં જ સુખી છીએ એમ માનો. એટલે આપણું ઘણું દુઃખ ટળ્યું જાણો.'"

આત્મરક્ષણની પ્રેરણાની માત્રા વધી ગઇ, તેથી ભોગવિલાસની ભાવના જાગી; પરિણામે આપણે આત્મરક્ષણને બદલે આત્મભક્ષણ કરી રહ્યા છીએ. આહારને બદલે ભોજન અને સંયોગને બદલે સંભોગ કરવામાં એ ભોગવિલાસની જ ભાવના છે. બંગાળના બાઉલ નામે ભક્તજનો તો ભોજનને બદલે દેહસેવા શબ્દ વાપરે છે. દેહના વિલાસ માટે નહિ, પણ તેને સ્વસ્થ રાખવા માટે જ આહારસામગ્રી લેવી જોવે એનો ભાવ છે. સ્વાદિષ્ટ સામગ્રીઓ વારંવાર ખાવા માટે રોમનો ખાઇખાઇને ઉલટી કરતા! એવી રીતે કરવાથી તો આત્મરક્ષણ નહિ પણ આત્મભક્ષણ જ થાય. વંશવર્ધનને વિષે પણ એમ જ થયું છે. નરનારીની સંયોગની સ્વાભાવિક પ્રેરણાને વિકૃત કરી મૂકીને તેમાંથી સંભોગની ભાવના જગાડી છે. અને સંયમ વિનાની સંભોગવૃત્તિએ તો આજે આપણો ઘાણ કાઢી નાખ્યો છે. માનવહિતને હેતુએ યોજેલી લગ્નસંસ્થાનો પણ એણે તો ભૂકો કાઢી નાખ્યો છે! વળી સ્વાર્થબળે ભોગવિલાસ એકલા જ ભોગવવાની વૃત્તિમાંથી બીજાથી ગુપ્ત રીતે

ભોગવવાની વૃત્તિ જાગી ને તેણે લજ્જાનું ને મર્યાદાનું સ્વરૂપ લીધું. આજે આપણે બધા ભોગવિલાસ ગુપ્તમાં કે એકાન્તમાં, બીજા અને ખાસ કરીને વડીલો ના દેખે એ રીતે કરવા ટેવાયા છીએ. હલકા મનાતા જે લોક ભોજનને વિલાસ નથી માનતા, માત્ર આહાર જ માને છે, તે એટલી બધી ગુપ્તિ નથી સેવતા; એ તો અજાણ્યાની સાથે પણ રોટલાના ટુકડામાંથી ટુકડો આપીને સ્નેહે ખાય છે. આફ્રિકાની અનેક વનવાસી જાતિઓમાં પણ નરનારીના સંયોગને વિષે એટલી શરમ નથી. આપણે તો એ શરમને કારણે શરીર ઢાંકવા વસ્ત્રો પણ વધારી મૂક્યાં છે. આફ્રિકાના અનેક વનવાસીઓ કેવળ નગ્ન રહે છે અને છતાંયે આપણા કરતાં ઓછા કામી છે. ઢાંકેલી વસ્તુ જોવા જાણવાની જિજ્ઞાસા પ્રબળ થાય. આમ વસ્ત્રથી શરીર ઢાંક્યે કામવાસના વધારીને પોતાનો ને વંશનો એવડો નાશ કરી મૂક્યો છે. સાચા રક્ષણ માટે બધા વિલાસો ઉપર સંયમ મૂકવો જોઈશે.

આત્મરક્ષણની પ્રેરણાની માત્રા વધી ગયે સંગ્રહની ને સ્વાર્થની ભાવના જાગી છે, ધનમોહ થયો છે. પણ સાચી જીવનયોગ્યતા તાણાતાણીમાં, ઝૂંટાઝૂંટીમાં નથી, લેઇ લેવામાં નથી, દેઇ દેવામાં છે. ગીતાના શબ્દોમાં કહીએ તો પુરુષાર્થમાં નથી, અનાસક્ત યજ્ઞાર્થમાં છે; સ્વાર્થમય આત્મસંગ્રહમાં નથી, અનાસક્ત લોકસંગ્રહમાં છે. આજે જે તાણાતાણી, ઝૂંટાઝૂંટી ચાલી રહી છે, ધનવાદ પ્રવર્તી રહ્યો છે અને તેણે જે શ્રમવાદને જન્મ આપ્યો છે, એથી આજે ધનપતિ પ્રભુવર્ગ અને નિર્ધન દાસવર્ગ વચ્ચે કલહ વર્તી રહ્યો છે. એથી જગતનું કલ્યાણ નથી જ થવાનું, અહિત જ થવાનું છે એ આપણે ક્યારનું ય જાણી લીધું છે. પણ सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते માનનાર, લક્ષ્મીને નારાયણ પાસે બેસાડનાર અને સત્યનું મુખ હિરણ્મય પાત્રથી (સોનાને ઢાંકણે) ઢાંકી રાખનાર એ અકર્મક પ્રભુવર્ગે જગતમાં

યંત્રવાદ ઊભો કરીને સકર્મક શ્રમણને દબાવી દીધો છે. પરિણામે એક બાજુએ અનર્ગળ અન્નવસ્ત્ર ઉત્પન્ન થાય છે, બીજી બાજુએ અસંખ્ય નિર્ધન ભૂખ્યા નાગા હાહાકાર કરી રહ્યા છે; કારણકે એ બે વચ્ચે ધનિક પલાંઠી વાળી બેઠો છે! એણે શ્રમજીવનને હીણું ને ગૌરવહીન ગણાવી દીધું છે; પરિણામે ચોર, લૂંટારા, ભિખારી અને ગુલામ ઊભા કર્યા છે અને બીજાં અનેક પાપસંકટ આણી મૂક્યાં છે, સમાજને મુઝાવી મૂક્યો છે. ત્યારે પુરુષાર્થ નહિ પણ યજ્ઞાર્થ, આત્મસંગ્રહ નહિ પણ લોકસંગ્રહ સમાજમાં નહિ પ્રવર્તે, ત્યાં સુધી સાચી સમાનતા, સાચી શાન્તિ પ્રવર્તવાની નથી. આ જ સાચો સમાજધર્મ છે, વિશ્વધર્મ છે. દાસવર્ગે પણ ધનસત્તાની અવગણના કરવી જોઈશે, સમજવું જોઈશે કે ધનનું મૂલ્ય શ્રમથી વધારે નથી, શ્રમ વિના એ ધનપ્રભુઓ ભર્યે ભંડારે ભૂખે મરે.

એ જ પ્રમાણે લિંગ, વય, કુળ, બુદ્ધિ, બળ વગેરે સત્તાઓએ આજે નર નારીના, વૃદ્ધ યુવકના કે સાસુ વહુના, કુલીન કુલહીનના, બુદ્ધિવાન મૂર્ખના, બળવાન નિર્બળના, વગેરે પ્રભુત્વ દાસત્વના જે ભેદભાવ પાડીને સમાજને છિન્નભિન્ન કરી નાખ્યો છે એ સૌ ભેદભાવનો નાશ કરવો જોઈશે. એ ભેદભાવ માનનારાએ પણ સમજી લેવું જોઈશે કે હવેનો સમાજ એવા કૃત્રિમ ભેદભાવ નહિ સાંખી શકે. એ લોકની ઇચ્છા હશે કે નહિ હશે, પણ હવે તો એ તોડ્યે જ છૂટકો છે. હવે તો ગુણકર્મસ્વભાવના સ્વાભાવિક જ ભેદ રહેશે. સદ્‌ગુણ, સત્કર્મ અને સત્સ્વભાવ જેનામાં હશે તે પૂજાશે; દુર્ગુણ, દુષ્કર્મ, દુઃસ્વભાવ જેનામાં હશે તે નિંદાશે.

વળી જન્મને જ કારણે પોતાને ઊંચા માની હિંદુઓએ જેમ અંત્યજને અસ્પૃશ્ય કરી તેને ગામથી દૂર અંતેવાસમાં રહેવાની ફરજ પાડી છે, તેમ સ્વાર્થને કારણે પોતાને ઊંચા માની અંગ્રેજોએ

હિંદીઓને અસ્પૃશ્ય કરી તેમને યુરોપિયન વાસથી દૂર અંતેવાસમાં (Segregationમાં) રહેવાની ફરજ પાડી છે. વિશ્વધર્મને માટે ઉચ્ચનીચના બધા ભેદ તોડવા જોઇશે.

જગતનો રચનાર, તેનો નિયામક, સમાજધર્મ બાંધનાર કોઇ ઈશ્વર નથી; પાછળ જોઇ ગયા એમ કોઇ સ્વર્ગનરક કે પરલોક નથી, પૂર્વજન્મ કે પુનર્જન્મ નથી. મનુષ્યે આજ જગતમાં અને પોતાનાજ સમાજમાં પોતાનું કલ્યાણ સાધવાનું છે. એટલે સમાજ-કલ્યાણ સાધતાં આત્મકલ્યાણ સાધવું એ જ એનો મહાધર્મ, સમાજ એ જ એનું ધર્મબિંદુ.

સ્વાભાવિક પ્રેરણાથી પ્રાણી માત્ર આત્મરક્ષણના અને વંશવર્ધનના ઉપાય શોધે છે. સમાજ બાંધવાથી એ ઉપાય સરળ બને છે. એટલા જ માટે માનવીએ એકલા રહેવા કરતાં કુટુંબમાં રહેવું ઇષ્ટ માન્યું અને એ કુટુંબને વિસ્તારી જાતિ અને દેશ સુધી પહોંચ્યો. અનુભવે જણાયું કે એક બીજાથી હળીમળીને રહેવાથી જ સૌને સુખ મળે છે. અને તેથી માનવીએ એમ ધીરે ધીરે વિસ્તારેલા સમાજની નીતિ માટે નિયમો બંધાયા. પોતાના વ્યક્તિગત જીવનમાં માણસ પોતાના આચારમાં સ્વતંત્ર રહે, એ એનો આત્મધર્મ છે. સમાજ વ્યવહારમાં—સમાજગત જીવનમાં સમાજે બાંધેલા નિયમમાં એણે સમાજને આધીન રહેવું જોઇએ એ જ દરેકનો સાચો સમાજધર્મ છે. એમ આત્મધર્મ અને સમાજધર્મ એ માનવીના બે મુખ્ય ધર્મ. એ ધર્મ પાળતાં સમાજ વિઘ્ન નાખે તો તે ટાળી સમાજને અનુકૂળ બનાવી દોરે અથવા તેમ બની ન શકે તો તેનો ત્યાગ પણ કરે. સમાજનો લાભ લેવા માનવી તેના ધર્મભ્રષ્ટ નિયમને વશ થાય તો આત્મધર્મ ચૂકે, એટલે અંશે તેનું પતન થાય. છેક નિર્બળ હોય

એ તો એકે ધર્મ ન પાળી શકે, ભાગીને ભગત[1] થઇ જાય. પોતાના સુવ્યવહારમાં વિઘ્ન કરનારનો સમાજ પણ બહિષ્કાર કરે. દારૂ પીવો ખોટો છે એમ માનનાર સમાજ દારૂ પીનારનો બહિષ્કાર કરીને પોતાના સમાજવ્યવહારને સરળ રાખે. વળી પોતાને અનુકૂળ રહેનારને સમાજમાં સ્વીકારી પણ લે. એમ સમાજ પ્રવાહી રહે એ જ ઇષ્ટ છે.

અને આજે સમાજની સીમા જાતિ અને દેશ સુધીજ છે. સમાજ જેમ વિશાળ થાય તેમ વધારે કલ્યાણ સધાય. એ સમાજ-રક્ષણમાં આત્મરક્ષણ મળી રહે છે, એટલે અંદરોઅંદર જીવનવિગ્રહ કરવાનું કારણ રહેતું નથી. પણ જુદી જુદી જાતિઓ અને જુદા જુદા દેશ પોતાના રક્ષણને માટે અને તેથી સ્વાર્થને માટે દેશાભિમાનને નામે કલહ કર્યા કરે છે. અને માટેજ આજે પૃથ્વી ઉપર પ્રચંડ કલહ અને વિગ્રહ ચાલી રહ્યા છે. એ અનિષ્ટ ટાળવાને સમાજને ખૂબ વિસ્તારવો જોઇએ. પૃથ્વી ઉપરની સમસ્ત જાતિઓનો એક સમાજ થાય તો માનવભય અને માનવહિંસા દૂર થઇ જાય.

ત્યારે જગત ઉપરના કર્મ (caste), ચર્મ (colour) અને ધર્મ (creed), એ સૌ પ્રકારના માનવભેદ તોડવા ઘટે.

અને એટલા માટે નાતજાતના, જાતિદેશના અને શ્રદ્ધાધર્મના બધા વાડા તોડવા જ જોઇશે. વિશ્વના વિકાસમાં સૌને—વનસ્પતિને અને પ્રાણીમાત્રને આત્મરક્ષણની અને વંશવર્ધનની સ્વાભાવિક પ્રેરણા હોય છે, એટલે સૌ પોતપોતાને માટે જીવન ધારણ કરે છે, બીજાને માટે નહિ. એટલે પ્રાણી અને વનસ્પતિ સુધી સમાજનો વિસ્તાર થાય તો

[1] भंज (=પાકવું, ભાગવું) ઉપરથી (૧) भक्त (પાકેલો) એના બે અપભ્રંશ ભક્ત અને ભગત; અને (૨) भग्न (ભાગેલો). પાકેલો હોય તેજ સાચો ભક્ત, પણ આજે તો ઘણાક સંસારથી ભાગીને ભગત થઇ જાય છે.

કલહ અને વિરોધ ઘણો ઓછો થઇ જાય. आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति એ ભાવનામાંજ સાચું આત્મરક્ષણ અને સાચું વંશવર્ધન છે; કારણકે એમાંજ સાચી જીવનયોગ્યતા છે, સાચી અહિંસા છે; અહિંસાથીજ સાચી જીવનયોગ્યતા ફળે છે, હિંસાથી નહિ.

ત્યારે પણ જીવન ધારણ કરવાનું તો વિશ્વની અંદરના પદાર્થોથીજ રહેશે. એટલે હિંસા તો કરવીજ પડશે. પણ સુખદુઃખની ઓછી લાગણીવાળી વનસ્પતિથી ચાલતું હશે, ત્યાં સુધી વધારે લાગણીવાળાં પ્રાણીની હિંસા નહિ થાય. વળી વૃક્ષનો નાશ કરવાને બદલે તેના વંશવર્ધન માટે તેના બીજનું રક્ષણ કરીને ફળનો ઉપયોગ આહાર માટે થાય, આખા આંબાનો નાશ કરવાને બદલે તેના વંશવર્ધન માટે તેના ગોટલાનું રક્ષણ કરીને કેરીનો ઉપયોગ આહાર માટે થાય. આમ વિશ્વસમાજ બંધાયે ઓછામાં ઓછી હિંસા થાય. એજ વિશ્વધર્મ.

અને ત્યારે સમસ્ત વિશ્વ ઉપર સ્નેહ રાખવો એ આપણો વિશ્વધર્મ. જાત ઉપર સ્નેહ રાખવો એ આત્મરક્ષણનો ધર્મ, સ્ત્રી-સંતાન ઉપર સ્નેહ રાખવો એ વંશવર્ધનનો ધર્મ. પણ વિશ્વધર્મ પાળવાથીજ એ બે ધર્મ સરળ થઇ પડે છે, માટે વિશ્વધર્મ પાળવો એજ માનવીનો મુખ્ય ધર્મ રહ્યો. धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयते प्रजाः ।

સ્નેહ, જ્ઞાન અને કર્મનો યોગ એજ માનવજીવનનો મુખ્ય પાયો હોય. જ્ઞાન વિના માતા માત્ર સ્નેહથી બાળકનું મૃત્યુ આણે. સ્નેહ વિના દાક્તર માત્ર જ્ઞાનથી દર્દીનું મૃત્યુ આણે. માનવધર્મમાં સ્નેહ અને જ્ઞાનના યોગની ખૂબજ જરૂર છે. પણ કર્મ વિના સ્નેહ અને જ્ઞાન વંધ્ય રહે, માટે એ ત્રણેનો યોગ ઇષ્ટ છે. એ યોગ થતાં માનવી સહેજે બોલી ઊઠે કે વિશ્વ મારો દેશ, મારું કુટુંબ, મારો આત્મા ને તેનું કલ્યાણ એજ મારું કલ્યાણ. અને ત્યારે જગત્કલ્યાણની સાધનાએ એ નીકળી પડે. એજ સાચો માનવધર્મ, વિશ્વધર્મ.

અને એ વિશ્વધર્મથી સાચો અહિંસાધર્મ સમજાશે. જીવનયોગ્યતા ટકાવી રાખવાને માટે જીવનવિગ્રહમાં બળનો જ મોટે ભાગે ઉપયોગ થાય છે. પણ સ્નેહ અને અહિંસાનો સાચો પ્રભાવ સમજાતાં બળનું મહત્ત્વ બહુ ઘટી જાય છે. એમ થતાં વિશ્વમાંથી ભય પણ ઘણે અંશે ટળી જાય. વનમાં ચરતી ગાયભેંસની પીઠ ઉપર કોઇ પણ પંખી નિર્ભયતાંએ બેશીને કલ્લોલ કરે છે, પણ ભય વર્તાવીને માનવી એવો ભયંકર બની ગયો છે કે બધાં પક્ષી તેનાથી દૂર ઊડે છે, ભાગ્યેજ કોઇ પાસે આવે છે. માનવી વિશ્વધર્મ પાળતો થાય તો વિશ્વ અને તેથી એ પોતે પણ નિર્ભય બની રહે. નિર્ભયતાને વિશ્વાસેજ જગત ચાલે છે. કોઇ છેક અજાણી સ્ત્રી પરાયા ઘરમાં પત્ની થઇને આવતાં વિશ્વાસે એ નિર્ભયતાથી નિદ્રા લે છે.

એ વિશ્વધર્મ પ્રવર્તશે ત્યારેજ જગતમાં સાચી રીતે ન્યાય, દયા, દાન વગેરે આજે ધર્મનાં ગણાતાં પણ ન પળાતાં અંગ સમજાશે ને પળાશે, ત્યારે તો બળાત્કારે ચાલતા કોઇ કાયદાની કે રાજ્યની પણ જરૂર નહિ રહે. પૃથ્વી ઉપર ધાર્મિક અરાજકતા પ્રવર્તશે, હથિયારો ભાગી હથોડા અને દાતરડાં થશે. ત્યારેજ સાચી રીતે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરતું દેખાશે. પછી માનવીને સીધો ચલાવવા શ્રદ્ધાધર્મની કે બીજી કોઇ ચાબુકની જરૂર નહિ રહે.

પણ જેટલી સહેલાઇથી આ બધું લખી કાઢ્યું છે, તેટલી સહેલાઇથી એ સ્વર્ગને પૃથ્વી ઉપર ઉતારી શકાય એમ નથી. આપણા પુરુષાર્થ, આત્મસંગ્રહ કે આત્મસુખ ઉપર સંયમ રાખતાં રાખતાં યજ્ઞાર્થ, લોકસંગ્રહ કે સમાજકલ્યાણને માર્ગે જવું જોઇશે. વંશવર્ધન માટે નરનારીના સંયોગની જરૂર છે, પણ તેના ઉપર સંયમ મૂકીને લગ્નસંસ્થાની યોજના કરીને સમાજકલ્યાણ સાધવા પ્રયત્ન કર્યો છે. તેવીજ રીતે સર્વ માનવવ્યવહારમાં કરવું જોઇશે. લગ્નવિધિને પ્રસંગે હિંદુઓ યજ્ઞ કરે છે. એ યજ્ઞના અગ્નિને સંયમમાં રાખવા

માટે આજુબાજુ ફરતે ઉંચી મેખળા કરે છે. એ મેખળા ન હોય તો અગ્નિ સીમા ન રહે ને સર્વસ્વને બાળી મૂકે. અગ્નિ બાળી નાખશે એમ ભયથી વેદી ઉપર ઢાંકણું ઢાંક્યું હોય તો અગ્નિ જ બુઝાઈ જાય. એમ નરનારીના સંયોગને લગ્નની મેખળા વડે સંયમમાં રાખ્યો ન હોય તો સમાજધર્મ સાચી રીતે પ્રવર્તે નહિ. પણ એ સંયોગ ઉપર અતિસંયમ નાખે, સૌને સંન્યાસી બનાવી મૂકે તો પ્રકૃતિધર્મનો નાશ થાય. તેવી જ રીતે સર્વ સમાજવિષયમાં આત્મસુખ ઉપર સંયમ રાખીને રાખીને સમાજકલ્યાણને પંથે પળવું જોઈશે. એમ પળતે પળતે અનેક પેઢીએ સમાજ ઉન્નત થશે.

સમાજગુરુઓએ, સમાજસેવકોએ અને સમાજને ઉન્નત કરવાને અર્થે સ્થપાએલી સર્વ સંસ્થાઓએ આ ધર્મ સાચી રીતે સમજવો જોઈશે, સમાજને તે વિષે સાચું શિક્ષણ આપવું જોઈશે. શાળાના શિક્ષક પોતાના બાળવિદ્યાર્થીનો અભ્યાસ કરવો જોઈશે. ઘણા માને છે કે બાળક જન્મ વખતે કોરા કાગળ જેવો હોય છે; ના, એ તો અનેક પેઢીઓના સંસ્કાર લઈને અવતર્યો છે અને તાજેતર તો તેના માબાપના સંસ્કાર તેનામાં વિશેષ છે. વળી જન્મ પછી પણ તેને અનેક સંસ્કાર લાગે છે. આમ કોઈ બે બાળક એક જ પ્રકારનાં હોતાં નથી, સૌ જુદા જુદા સંસ્કારનાં પરિણામ છે. આથી સૌને એક જ પ્રકારની કેળવણી આપ્યે ઇષ્ટ પરિણામ નહિ આવે, સૌને વ્યક્તિગત કેળવણી આપવી જોઈશે. પ્રાચીન કાળનાં ગુરુકુલમાં આ વ્યવસ્થા કંઈક હતી. આજે સૌને એક વર્ગમાં રાખી એક જ પ્રકારે કેળવીએ છીએ. વ્યક્તિગત કેળવણી આપવામાં આપણી અશક્તિ હોય તો આપણે તે જાહેર કરી દેવી જોઈએ અને અશક્તિ ટાળવાના ઉપાય શોધવા જોઈએ. એની તરફ આંખ મીંચ્યે તો આપણે આડે જ માર્ગે ચાલ્યા જઈએ છીએ. માબાપ બાળકમાં અવતરે છે. માટે આપણે બાળકોને જે કેળવણી આપીએ છીએ, તેના સંસ્કાર તેમના વંશજો

ઊતરવાના છે અને તે અનંત વંશજોમાં ઊતરવાના છે. કેળવણીમાં આપણે જે જે ભૂલો કરીશું, તેના સંસ્કાર પણ વિદ્યાર્થીના અનંત વંશજોમાં ઊતરવાના છે. આપણું નાનામાં નાનું કર્મ અનંત દેશકાળ-વ્યાપક થવાનું છે, એ આપણા સમાજગુરુઓ સમજશે અને શુદ્ધ સમાજધર્મને અનુસરશે, સમાજને એ ધર્મનો ઉપદેશ આપશે અને તે ધર્મમાર્ગે વળશે તો બહુ ઉપકાર થશે.

અને એ ધર્મમાર્ગે ચાલીશું તો આપણાં સંતાનને પણ એ સંસ્કાર આપી શકીશું. એમ સંતાનપરંપરા પોતાને ઋણાનુબદ્ધ સંસ્કારબળે સમાજ સ્વર્ગને માર્ગે ચાલ્યા જશે.

અને એ સ્વર્ગ એટલેજ સત્ય. જેટલે અંશે આપણે સમાજધર્મ-વિશ્વધર્મ આચરીએ. એટલેજ અંશે આપણે સ્વર્ગ પામીએ, અર્થાત્ સત્ય પામીએ. બેશક પરિમિત બુદ્ધિશક્તિ વાળા આપણે પરમધર્મ, પરમસ્વર્ગ, પરમસત્ય કદાપિ પામી શકવાના નથી; આપણે પરિપૂર્ણ નથી, એટલે એ કદાપિ પામી શકવાના નથી. આપણે તો એ પરમધર્મને પ્રવાસે નીકળ્યા છીએ, પરમસત્યના માર્ગના પ્રવાસી છીએ.

એ પ્રવાસમાં આવતાં વિઘ્નો આપણે ધીરે ધીરે ટાળવાં જોઇશે. શ્રદ્ધાની જડતા તોડવી જોઇશે, બુદ્ધિજ્ઞાનથી વિવેક પ્રાપ્ત કરવો જોઇશે. વિદ્યાનો અને વિવેકનો દીપક લેઇ સ્વર્ગને, સત્યને (सत्+य=હોવા યોગ્ય) માર્ગે પ્રવાસ કરવો જોઇશે. તે વિના મુક્તિ નથી. सा विद्या या विमुक्तये ।

અને ત્યારે આટલા દોહનને પરિણામે, આટલા મંથનને પરિણામે આજે તો હું આમ માનું છું:

૧ તત્ત્વ સ્વયંભૂ, અનાદ્યનંત, અજરામર, નિત્યસનાતન અને વિશ્વનું આદિકારણ છે. માનવીની પરિમિત દૃષ્ટિએ બીજી અનેક રીતે એ અજ્ઞેય અને અનિર્વચનીય છે.

૨ તત્ત્વના બે ગુણ–પ્રકૃતિ અને પુરુષ–પોતાના અખંડ, અબાધિત અને નિર્વિકાર સ્વભાવનિયમને વશ વર્તી સદા સાથસાથે જ વિકાસ પામ્યે જાય છે. પ્રકૃતિના વિકાસથી દેહ અને પુરુષના વિકાસથી આત્મા બંધાય છે.

૩ અને એમ તત્ત્વનો સદા વિકાસ પામતો આવિર્ભાવ તે આ વિશ્વ છે; એટલે વિશ્વનું મૂળ તત્ત્વ છે. વળી તેથી કરીને વિશ્વવિકાસ પ્રવાહથી નિત્ય છે.

૪ અને નિત્ય નિત્ય વિકાસ પામતો દેહ અને આત્મા વ્યક્તિ રૂપે અમર નથી, રૂપાન્તરને પાત્ર છે.

૫ તેથી આત્મા અમર નથી, તેને માટે પુનર્જન્મ કે પરલોક નથી.

૬ સમસ્ત વિશ્વયંત્રમાં પ્રાણીમાત્ર – માનવી પણ – ચક્રરૂપે પોતપોતાને સ્થાને જડાએલાં છે, એટલે માનવી વિશ્વમાં મધ્યબિંદુ નથી. એ સૌને વિશ્વનિર્માણને સ્વાભાવિક નિયમે પરવશ રહી ચાલવું પડે છે, કોઇને સ્વતંત્ર કર્મશક્તિ નથી. એમ પરવશ રહી કરેલાં કર્મનાં ફળ પણ સ્વાભાવિક નિયમે પરવશ રહી ભોગવવાં પડે છે. પણ તેથી થતાં સુખદુઃખ તો મનના માનવા ઉપર છે. અનાસક્ત યોગીને એમાં કશું નથી લાગતું.

૭ આમ તત્ત્વને અખંડ, અબાધિત અને નિર્વિકાર નિયમે વિકાસ પામતા અને ચાલતા વિશ્વને સર્જવા કે નિયમનમાં રાખવા કોઇ ઈશ્વરની કે કોઈ બાહ્ય સત્તાની જરૂર નથી.

૮ ઈશ્વર નથી, પરલોક નથી, એટલે સમાજ એ જ માનવીનું ધર્મકર્મક્ષેત્ર છે.

૯ સૌ ધર્મકર્મના નિયમો ઈશ્વરપ્રણીત નહિ, પણ સમાજહિત માટે સમાજે પોતે યોજી કાઢેલા છે.

૧૦ સ્નેહે અને જ્ઞાને કરીને સમાજસેવા કરવી, એ જ સમાજ-ધર્મ છે; એમાંજ આત્મરક્ષણની અને વંશવર્ધનની ઉત્તમ સાધના છે. આત્મરક્ષણ અને વંશવર્ધન સમસ્ત સમાજદેહનું નાભિચક્ર છે, પણ સમસ્ત દેહનું રક્ષણ કર્યે જ નાભિચક્રનું સાચું રક્ષણ થાય છે.

૧૧ અને એટલા જ માટે માનવી આત્મહિતમાં આત્માધીન અને સમાજહિતમાં સમાજાધીન રહે એ સમાજધર્મનો મુખ્ય માર્ગ છે.

૧૨ એ સમાજધર્મ સારી રીતે સમજાય અને પળાય, એટલા માટે શ્રદ્ધાજડતાનો વિનાશ અને બુદ્ધિવિવેકનો વિકાસ કરતા જવું અને એ રીતે સત્યને માર્ગે પળતા જવું એ માનવીનો ઉન્નતિધર્મ છે. માનવી સત્યની અનન્ત યાત્રાનો પ્રવાસી છે.

*

અને ભાઇ, આજે તો હું આમ માનું છું. આવતી કાલે સત્યનો નવો પ્રકાશ મળતાં તેમ માનવા તત્પર છું, દુરાગ્રહ જરાય નથી.

*

આ સમયે સૂર્ય પ્રચંડ થયો હતો, એ શિલાખંડ હવે એવો તપી ગયો હતો કે તે ઉપર હવે વધારેવાર બેસવું કઠણ હતું. મારી વિચારમાળાનો પણ હવે અન્ત આવ્યો હતો; તેથી

"'કરું છું' ને 'કર્યું છે મેં,' જુઠું એ અભિમાન હા!
કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં."

એ કલાપીના શબ્દો ગણગણી મારું અભિમાન મૂકી દીધું. અભિમાન હણનાર એ ગિરનારને ચરણે મસ્તક નમાવી હું બીજે દિવસે ત્યાંથી ચાલી નીકળ્યો, મારી ગિરનારયાત્રા સફળ માની.

इति। २१५८१